# સદ્‌ગુણી શહેરયાર.

બાહદુરી અને બોધથી ભરપુર એક
પારસી સંસારી કીસ્સો
(નાટકના ગાયનો સાથે.)

## વાર્તા વિભાગ નંબર ૭૬

લખનારઃ—બરજોર નોશીરવાન ખલસારા.

પ્રગટ કર્તા:—

રતનશાહ એફ. અચારીઆ.

દુ. નં. ૩૮૦—૩૮૪, ક્રાફર્ડ મારકેટ, મુંબઇ.

કીંમત.......બે.......આના

# ટુંકી જાહેર ખબરો.

નાહના વર્ગ માટે, ટુંક ખબરમાં જાહેરાત આપવાનું સસ્તું સાધન કોઇજ નહીં હોવાથી,...૪૨ ટાઇપની ત્રણ લાઇનના, ચાર આના,...તે પછીની દરેક લાઇને એક આનો વધુ ને હીસાબે,...નવા અંક [illegible]

વેનીલાની શીશી ભેટ! તેહવારને ટાંકણે ઉત્તમ માલની ખાત્રી આપવા અને હંમેશ પોતાની દુકાને ગ્રાહકોને આવતાં કરવા માટેજ થોડા દીવસ માટે આ ભેટ ચાલુ છે. ઠે. ક્રાફર્ડ મારકેટની અંદર મુંબઈ.

---

જોઇએ છે—ફેવરીટ તથા વાર્તા વિભાગ માટે જાહેર ખબર લાવનારા ખોલીદરાજ—ચાલાક માણસો, બેકારો માટે ઉત્તમ તક છે, પગાર તથા

---

પતેતી ટાંકણે, અચારીઆની દુકાને ધમાલ ચાલી છે રૂ. ૧૦નો મેવો મસાલો ખરીદનારને રૂ. ૧ નો કોઇબી માલ ભેટ, ૦॥= થી ચઢતી કીમતની ૧) રતલ છુટી ચા લેનારને ૧ રતલ ખાંડ ભેટ, મેવો રૂ. ૧ નો ખરીદનારને ગોલાબની શીશી ભેટ. રૂ. ૧ની છુટી સેવ ખરીદનારને

કપડાંપર નામ લખવાની શાહી વાપરો. કદી ફીટશે નહીં, અચારીઆ તથા સર્વે ઠેકાંણે મળશે.

---

સીમ્પલેક્ષ કોનક્રીટ એટલે છેલ્લી પદ્ધતીથી મકાન બાંધવાની કળા! મરીનલાઇન્સ સ્ટેશન સામે, 'શો રૂમ' માં એક ફેરો મારો, બધી સમજણ પડી જશે.

# સદ્‌ગુણી શહેરીયાર.

યાને

## ગરીબોનો બેલી.

ધર્મ છે સૌથી શ્રેષ્ટ, ધર્મ વિના સૌ નાશ,
ધર્મથી જ ફત્તેહ, ધર્મથી જ ફળે સૌ આશ.

લખનાર:—બરજોર નોશેરવાન બલસારા.

..............

### પુરૂષ પાત્રો.

ધનજેજઈ—એક કરોડપતી શેઠીયો, પાછળથી જુગારની બદીમાં ખુવાર થયેલો પણ સાચ્ચો યકીનદાર અથોરનાન.

ફીરોજ ફનીબંદા—ગરીબો તરફ ખોટી સુગ ધરાવનાર ગુમાખી કાવત્રાખોર બદમાસ તવંગર.

શામ—ફીરોજના ફંદમાં ફસી કેદખાને ગયેલો અશીલ જવાન.

શહેરયાર—ગરીબ ગ્રેજ્યુએટ જવાન, હલકી પણ પ્રમાણીક નોકરી કરવામાં શરમ નહી ધરનાર, પાછલથી સર સોરાબનો વફાદાર મેનેજર અને વારસ.

હીરજીભાઇ—ફીરોજ ફનીબંદાનો ભલો કારભારી.

ગોદરેજ—ફીરોજના પડોસીનો છોકરો ગુલનો ભરથાર.

વીરજી—નોકરી વનાનો બેકાર પારસી, પાછલથી શેરયારની મદદ મેળવી સુખી થનાર.

દીનો ડમેરી—એક બદમાસ વકીલ, ફીરોજનો દોસ્ત.

સર સોરાબ—સખાવતે બહાદુર દયાળુ શેઠીયો.

છીબો—મદનનો દોસ્ત એક પારસી શેઠનો નોકર

મદન—ફીરોજનો નોકર.

જગનનાથ—એક લુચ્ચો ધુતારો જોશી.

ચંપક—જગનનાથનો ભંગેડો ચેલો.

પીલુ, દોલી, જંગુ વીગેરે સદ્‌ગુણી શેહરયારના કામની કીર્તી જણાવનારા સાગ્રેદો.

## સ્ત્રી પાત્રો.

પેરીન—યજદેજર્દની સદગુણી બેટી પાછળથી શેરયારની મોહોરદાર.
ગુલ—ફીરોઝ કુનીબંદાની તુમાખી બહેન પાછળથી ગોદરેજની મોહોરદાર.
વીલુ—એક તુંદ સ્વભાવની પૈસામાજ મરી રહેલી વીરજીની મોહોરદાર.
પીલી—ખુતમ ખાતમમા ચરી રહેલી વળી બીજી બહેનપણીઓને ખોટે રસ્તે દોરવનાર અભણ પારસણ.
લેડી મેહેરબાનુ—સર સોરાબના ગુણવંતા મોહોરદાર.
બાણુજી—મકનની ધણીઆણી સુરતથી આવતાં છાકટાં ફીરંગીને હાથે હયરાન થયેલી.
કયદીઓ, જમાદાર, છાકટો ફીરંગી, પઠાણ, ચપરાસી, જડજ વીગેરે.

## અંક—૧ લો.

[ખુશ્રોર્ગ યઝદેઝર્દનુ મકાન, યઝદેઝર્દ રોશન આતશ આગળ બંદગી કરતા જણાય છે. નમન કરી પછી ગાયણ ગાય છે.]

ગાયણ—( બદીમે પાયા ગમ એ રાહ. )

યજદેજર્દ—કર રહેમ કીરતાર ઓ દાદાર.
દયાવાન ખરો, રોશનીનો ઝરો, તું ડહાપણનો દેનાર—કર.
હર આફતોથી તું બચાવે, સઉ કષ્ટ તું બાપ ભુલાવે.
સઉને સદા તું નીભાવે એવો છે દાતાર ઓ દાદાર—કર.

---

બયત-શરીરને ખુદાનુજ મંદીર જાણી ભજો ભાવથી પરવરદેગારનું નામ,
તો દુઃખમાં આરામ પામી ભવનુ સુખ મેળવશો તમામ;
બંદગી કરો ભાવનાથી તો દુઃખો નાશ થાય નીદાન,
વળી કેળવણી અન્ન વસ્ત્ર તણું કરતા રહો દાન.

ઓ પાક અહુરમજદ હું તે નાદાન મુર્ખ બંદો છું કે મારા ભરપુર ગુન્હાઓથી મારૂં સર હરદમ નીચું નમેલું રહે છે. (પેરીન દાખલ થાય છે)

પેરીન—(બે હાથ જોડી) આહ, સદ હજાર શુક્ર હોજો ઓ સનાયા સાહેબ તારી બંદગીની એજમતી અસર ન્યારીજ છે, કવી કહે છે કે જે પ્રભુના ગુણ ગાતો નથી, જે ખુદાઈ ભક્તી કરતો નથી તેને કદી સુખ હાંસલ થતું નથી.

યજદેજર્દ—બેશક મારી દીકરી, આપણા પાક અવસ્તાના કલામોથી

આપણી આફતોમાં મોટો દીલાસો મળે છે, તને રોશન છે કે મારા ઉપર આ ન્હાની સુની આફત નથી છતાં એ દીલાસા રૂપ બંદગીના આધારેજ હું ટકી રહ્યો છું.

પેરીન—અલબત તે ગેબી બાપની ફક્ત એક યાદથીજ રૂહની પરવરીશ થાય છે.

યજદેજર્દ—(દુઃખી બની) અફસોસ દીકરી, મારો પસ્તાવો તો અસુરોજ કહેવાય, હાય, હાય, હું એક કરોડનો ધણી આજે કોડી વનાનો બની પાઇ પાઇ ગણી ખાક ચાટતો બની હાય વીલાપમાં પડયો છું. ઓ નેહેસ્ત જુગાર તારૂં સત્યાનાશ થજો, ઓ ખાના ખરાબ રેસ તારૂં નામ નાબુદ થજો, (પેરીનની પીઠ પર માયાથી હાથ ફેરવી) મારાં ગાય ગુલાબ જેવાં નીર્દોષ બચ્ચાં, મને માફ કર, મેં તારો પણ કશો ખ્યાલ નહી કીધો, અને એવા દોજખી ધામમાં જવા જરા નહી બીધો.

પેરીન—વ્હાલા પપા, હવે ઢોળાયલાં દુધ પર વિલાપ કરવામાં શું ફાયદો ? હવે જે બની તે બની, તમે મારે માથે કાયમ જીવતા રહો એજ હું માગું છું તમે દરયાફ્ત કરો કે—

**જમશેદ જેવા શાહનું ન રહ્યું તાજો તખ્ત,**
**તેનુ પણ થયું છે આખર ઉંધું બખ્ત;**
**કોણની દવલત રહી અને કોણનું રાજ ?**
**ફના થયાં છે આખર શહેનશાહોના તાજ.**

યઝદેજર્દ—મારી પ્યારી દીકરી મને જે ચીંતા છે તે તારીજ છે, અફસોશ, તે નાતરસ પારસી પોતાના માંગતાં નાંણા માટે બસ એકજ હુજત લઇ બેઠે છે, ખુદા કોઇને દરદ આપજે પણ કરજ ના આપતો.

પેરીન—વ્હાલા પપ્પા તમે ફીકર ના કરો, હું તમારે ખતર મારો ભોગ આપસ, આફત સમયે કામ ન આવે તે ફરઝંદ કહેવાયજ નહી.

યજદેજર્દ—નહી, નહી, એમ બોલ કે છતી દવલતનો નાશ કરી બચ્ચાંને રવડાવે તે બાપ કહેવાયજ નહી.

પેરીન—હવે ગમ કમ કરો. તમેજ મને શીખામણ આપતા હતા કે—

**“ચીંતાસે ચતુરાઇ ઘટે દુઃખસે ઘટે શરીર,**
**પાપસે ઘટે લક્ષ્મી કહે ગયા દાસ કબીર.”**

જોકે એ ફીરોઝશાહ ફનીબંદાનુ આપણા ઉપર એક લાખનું કરજ છે, તે એવણ મારી સાથ લગન કરવા પછી બધું માફ કરવા કહે છે પણ અફસોસ, તે મારા વ્હાલા ગરીબ શેરયારનુ ઉપર કેવું જખમી થશે ?

યજદેજર્દ—ઓ ના બોલ, ના બોલ, બસ તે ખ્યાલજ મને કમકમાવાને પુરતો છે. અરેરે ફીરોઝ મારા કરતાં પણ બે વરસ મોટો છે.

પેરીન—પપ્પા, મને તેવણની ઉંમરનો પણ અફસોસ નથી થતો પણ એવણની કુછંદી જીંદગીનો ભારે સંતાપ થાય છે. એવી રદ બાતલ રહેણી કરણી સાથે વળી એ બન્ને ભાઈ બહેનના તુમાખનો પાર નથી.

યજદેજર્દ—મારી વ્હાલી દીકરી, ગમે એટલા જરદાર બન્યા તો શુ થયું ? પણ ઓધે ઉતરતો આવેલો હલકો ખવાસ હરગીઝ નાબુદ થતો નથી, એ આ જમાનાની અજબ તાસીર, જોકે એના વડીલો આપણા વડીલોની નોકરી કરી અટવાઇ ગયા.

( ફીરોઝ દાખલ થાય છે તેને જોતાજ પેરીન કમકમીને ચાલી જાય છે. )

ફીરોઝ—(મુછપર તાવ દઈ તુમાખથી) કેમરે અય અંખ્યારડા, તું કહેવા શું માગે છે ? તારા જેવા ભુખરીબારસને ત્યાં મારા જેવા માલેતુજાર શેઠીયાથી એમ ઘડી ઘડી અવાશે નહી, હમારા સુધારાવાળા શેઠીયાઓ જાણે તો મને કેટલુ નમોશુ લાગે ?

યજદેજર્દ—ધીક્કાર પડજો આવા હલકા અભીમાની સુધારાવાળાઓ ઉપર, સાહેબ સુધારો નીતીમા અને લાયકીમા સમાયેલો છે, બેશક તમારા જેવા તુમાખી ટીચકાંઓ ખરા સુધારાને ઐબ લગાડનારાંજ છે.

ફીરોઝ—બસ ખામોશ, હું એ માનચાંદ પામેલો પુરો, ફનીબંદાના ખાનદાનનો તુરો, તારા જેવા ભીખારીના તાના જાનીના સખુનો સમજવા નથી સરજાયલો.

યજદેજર્દ—અફસોશ, હું આ શું સાંભળું છું ?

ફીરોઝ—કપાળ તારા બાપનું

યજદેજર્દ—જેના બાપ દાદાઓ હમારા કુટુંબમા પળાઇ ગયા તેનુંજ એક ફરઝંદ આટલી હદે હલકટ ?

ફીરોઝ—છટ, છટ, હવે મને બરાબર સાંભળી લે, તારા માટે બે રસ્તા ખુલ્લા છે, અગર પેરીનને હવાલે કર, યાતો આ ઘરમાંથી નીકળ.

યજદેજર્દ—બાઇ—

ફીરોઝ—(ગુમાખથી) બાઇ ? અરે તારા જેવા ભીખારીએ મને બાઇ કહેતાં સરમાવુ જોઈએ, સર અને સાહેબથી વાત કર, લ્યાનત છે તારી ઉપર, તુ ખાત્રીથી માન કે પપેતી અમારૂ પેરીન સાથે મારી શાદી, નહી તો બહમનરોજે તમો બન્નેની બરબાદી.

યજદેજર્દ—એટલી ઉતાવળનો સબબ ?

ફીરોઝ—બેવકુફ સબબ પુછેચ ? પપેતી ઉપર હનીમુન કરવા મારે હોલેન્ડ ઉપડી જવું જોઇએ (પેરીન ધસી આવે છે.)

પેરીન—અરેરે ફીરોઝશાહ, તમે કેવો કેહેર વરસાવી રહ્યા છો ? મારા ગરીબ પપ્પાની ગરીબીનો લાભ લઈ કેટલી હદે સતાવી રહ્યા છો. જરા ખુદાનુ ધર વીચારો, મુવેલાં ને ના મારો, (યજદેજર્દને) પપ્પા તમે અંદર જાવો હું ફીરોઝશાહ સાથે ખાનગી વાત કરવા માગુ છું.

યજદેજર્દ—(દુઃખી બની) દીકરી, દીકરી, હાય, હાય. (જાય છે.)

ફીરોઝ—હવે તું કેવી મધુર વાણીથી વાત કરે છે ? એ ઢાખરામાં તો વાત કરવાની સુઢીજ નથી.

ગાયન—(ખુને જીગરકો ની રાહ.)

ફીરોઝ—તુને ખરાં જીગરથી ચાહુ છું ઓ પેરીન દીલદાર,
મને કહાં સુધી તું રવળાવશે ઓ દીલના કરાર—તુને.
બસ કરીદે મને એક કોટી, હવે ના કર મને ખોટી,
ના મગરૂર થા તું મોટી, ઓ મુજ હૈયાંના હાર—તુને.
તારા બાપની વાત નીરાલી, તું લાગે છે મને વ્હાલી,
રાખીશ તને હું સંભાળી, ઓ પરીન દીલદાર-તને.

પેરીન—માફ કરો એવણુની વતીથી હું માફી માંગુ છું.

ફીરોઝ બસ, બસ, તું ટવળાટ ના કર, તારા માટે મારી છાતી ઉપર પંદર મણનો પથ્થર મેલી, પતેતી પર લગન કરી ખોરદાદ સાલપર હોલેન્ડ જઇશું. પણ જો પતેતી પર વાયાટાયા કીધાં તો બહમન રોજે તમારાં ડોહલાં બેઠાં એમ નક્કી જાણજો.

પેરીન—(કાલાવાલા કરી) હવે હું પણ એક ઠરાવ પર આવી છું અને આ ઘડીએજ તમારી સાથે આવવા તૈયાર છું પણ તે એક શરતે—

ફીરોઝ—વળી શું શરત ?

પેરીન—તે શરત એજ કે બે મહીના સુધી તમે લગનની વાત નહી કરો. અને તમારાં મકાનમાં મને એક હલાએદા ઓરડામાં રાખો. ત્યાં હું ખુદાની બંદગીમાં મશગુલ રહું, તે વખતે મને સેહેજ પણ ખલલ થવી ન જોઇએ.

ફીરોઝ—મારા બાપરે ! બે મહીના તો બે દાહેકા જેવા જશે. (વીચાર કરે છે)

પેરીન—કેમ છે કબુલ ? તેમ હોય તો લેઓ કસમ અને આપો વચન. મને આશા છે કે તમો ગમે એવા છેઓ પણ ખુદાને બાર લીધેલા કસમથી ફરશો નહી.

ફીરોઝ—(બાજુએ) તે તો મારી ધીરજ પર આધાર છે.

(જાહેર) હા, તારા બાપના સમ.

પેરીન—સાહેબ એક ગંભીર બાબદમાં મશકેરી નહી ચાલે, તમે ખુદાને બાર તક પવિત્ર કસમ લો.

ફીરોઝ—(ગંભીર દેખાવ કરી) હા, હું ખુદાને હાજરો નાજર જાણી, અશો જરથુસ્તનો મઝહબ માની, તને પવીત્ર કસમ પર કહું છું બે મહીનાની મુદત દરમ્યાન મારે તારી આગળ આવવું નહી. (બાજુએ) એક વખત ઘર આગળ આવ પછી જોઈ લઇશું,

પેરીન—બસ ત્યારે સીધારો હું પણ પપ્પાને મળી તમારી પાછળ આવું છું.

ફીરોઝ—ઠીક છે ત્યારે હું પણ તારી કાગને ડોળે રાહ જોવશ.

પેરીન—ઓ રહેમવંતા રબ મુજ નાચાર અબળાની લાજ રાખજે. (ગાય છે)

આજ શ્યામ મોહેલીનો—રાહ

**આજ મુજ પર આફત આવી કેવી ઓ ખુદાઇરે,**<br>
**કેવી એ ખુદાઈ રે ને પીદરથી જુદાઇરે-આજ.**<br>
**લખાયા જો કે લેખ લાખ, પણ તું બાપ લાજ રાખ,**<br>
**નીરાધાર નાર હું દુ:ખી, બનાવ રબ મુજને સુખી-આજ.**

પેરીન—હું તે મારા વ્હાલા શહેરયારની કુમક પર આ ભયંકર જોખમ ખેઠી મારા પપ્પાનો રોજનો સંતાપ દુર કરવા માગુ છું અગર જો હું મારાં બ.પીકાં ઘરમા રહું તો એ મુજી હયવાન રોજને રોજ આવી વધુ સતાવશે તે કરતાં ભલે હું થેડું દુ:ખ ખમી પપ્પાનુ દુ:ખ કમી કરસ. (પેરીન જાય છે.) પડદો હટે છે.

## કેદખાનાનો દેખાવ.

(કેટલાક કેદીઓ કોદાળી વતી રસ્તો ખોદતા જણાય છે શામ નામનો પારસી કેદી કપાળ પરનો પસીનો આંગળી વતી ઝટકારી નાંખતા પોતાના બુરા ફેજ માટે અફસોસ કરતો જણાય છે. દરેક કેદીઓને નંબર આપેલા દીસે છે.)

શામ—યા પરવરદીગાર, તારી કુદરતનો આ કેવો ચમતકાર ? જે નેક રાહ ઉપર ચાલે તેનોજ બુરો અવતાર ? ઓ દાવરો દાદાર મહા મુશીબતે કીધાંછ પાંચ વરસ પસાર, રહ્યોછ બાકી બે વરસનો સુમાર, (દુઃખી દીસે મસ્તક પર હાથ મારી હેઠલ બેસે છે.

નંબર ૧—અરે ઓ એર્ડન્ટ સોસાયટીના ઓનરરી મેમ્બરો, આપણે આ વગર ભાડાંના મકાનમા વરસો પસાર કીધાં છે પણ આપણે એકમેકના હેવાલથી બીલકુલ અંજાણ છીએ.

નંબર ૨—(મુસલીમ કેદી)—દોસ્ત અવ્વલ તેરા હાલ કયા હય વ્હો બતાવ.

નંબર ૧—ભઇ શું કહું ? ના, મેં કોઇનુ ઘર લુટયું કે ના, મેં કોઇનું માંથુ કુટયું, નાહક જેલખાનુ ભોગવી રહ્યો છું. (રડે છે.)

નંબર ૨—(મુસલીમ) હટ બુઝદીલ, રોતા હય કયું ? ઇસ કમબખ્તકો કીસ નામર્દને હમારી મર્દોકી મહેફીલમે ભેજ દીઆ.

નંબર ૩—(નંબર ૨ ને) ભાઈ આ મર્દોને મર્દોની મહેફીલમે તરૂ કેમ આવવું થયું ? તે તો જણાવ.

નંબર ૨—બીરાદર મય કસમ ખાકે કહેતા હું કે આજ તક મયને એક ખુન નહી કયા ઔર એક ઘર નહી લુટા, અલબત મેરા પીદર એક જેન્ટલમેન લુટારૂ થા, મયભી એક ખાનદાની બદમાસ હું, તુમ જાણતે હય કે ઇનસાનશે હમેશાં ભુલચુક હોતી હય અગર ભુલમે મેરે હાથસે દસ બીસ આદમીકા ખુનભી હુવાતો કયા કોઈ ગુન્હા હય ?

નંબર ૪ (ઘાટી) (અજબ બની)—અરે ત્યાચી દહાબારા માણસાચા ખુન કેલા તરી તુલા ફાંસી નાહી મીલાલી કાય ?

નંબર ૨—અબે બેવકુફ નાદાન, કહીંકા ગદ્ધા, ઇતના નહી જાણતા ? ભુલચુકકા ગુન્હા માફ હોતા હય. (પારસી કેદીને પુછે છે.)

ભાઈ તું કયું ચુપ બયઠા હય? કુચ્છ તેરી રામકહાણી તો સુનાવ? તેરી રોતી સુરત દેખકે મુઝે બુખાર ચઢતી હય!

શામ નં. ૫—ભાઇ, આવા આઝાબમાં હસ્તી સુરત રહેજ કયાંથી? હું બીલકુલ બે ગુન્હા છું, મારા ભલા શેઠ ફરામજી ફનીબંદાને ત્યાં હું હેડ કલાર્કની નોકરી પર રહ્યો હતો. શેઠનો બદમાસ છોકરો ફીરોઝ એક દીવસે મને કાલાવાલા કરી કહેવા લાગ્યો કે દોસ્ત શામ, તું આ વખ્તે મને મદદ નહી કરે તો હું આપઘાત કરી મરસ, એક વીસ હજારના ચેકપર મને સહી કરી આપ, નાણાંની મોટી ઉઠલપાઠલમાં કંઇ માલુમ પડવાનું નથી. ભવીષ્યમાં હું તારી ગરીબાઈ ટાળી દઇશ,—ભાઈ મારી ગમે એવી ના મરજી છતાં તેના કકળાટ અને કાલાવાલા ઉપર મને દયા આવી જેથી પરીણામની કાંઈ પણ દરકાર ન કરતાં સહી ચીત્રી આપી, આ વાત થોડો વખત છાની રહી, પણ જ્યારે આ ભોપાળુ ફુટું ત્યારે તે નાપાકજાદાએ મનેજ પકડાવી આપ્યો.

મુસ્લીમ નં. ૨—ઉલ્લુ કહીંકા, અબે બીસ હજાર લે કે તુંજ કયું ન કીદર ભાગ ગયા? (નંબર ૧ કેદી બધાઓને સુચના કરે છે)

નંબર ૧—અરે ભાઇઓ આ જીવતાં જહાનમમા તો દીલખુશ રાખી થોડી નફટાઈ વાપર્યે તોજ આપણાથી ટકી શકાય, ચાલો ભાઇઓ આપણે પેલા કવીએ જોડેલું ગાયણુ લલકારીએ.

(નંબર ૫ શામ ગુપચુપ સમજતો બેસે છે પછી છેલ્લી કડી ગાય છે.)

ગાયન.

સર્વ કેદીઓ—મચાવો તકરાર ચલાવો વ્હેવાર ભલે સરકાર
અને જુલમગાર,
નં. ૧—જ્યાં નહી ચાલે જોર ત્યાં મારવા વલખા વ્યર્થ;
સત્તા આગળ શાણપતનો નહી મળે કંઈ અર્થ–મચાવો.
નં. ૨—વીનાશ જેનો વિષમાં, તે નર હંમેશ પીડાય,
ડાહ્યો પણ મુર્ખ બને જગ ફજેતી થાય–મચાવો.
નં ૩– લાલચ છે બહુ બુરી ચીજ, ભોગમા તે સપડાય,
તણાયા તમે? કેમ તે કહો, લોભે લોભે ભાય–મચાવો.
નં. ૪—મન જેમાં જેનું વસ્યું, તેમાં રહે તે ખુશાલ,
મર્યાદા ભુલી જઇ બને છે તે પાયમાલ–મચાવો.

નં. ૫—જો સુખ પામવું હોય તો રાખો સદગુણ સાથ,
દુરગુણ બતાવે છે હમેશાં દુઃખ કેરો હાથ–મચાવો.

[જમાદાર આવે છે અને ગુસ્સાથી કેદીઓને મારે છે]

જમાદાર—કામચોર હરામખોર, અભીસે મહેફીલ જમા કરકે બયઠે રહે હો.

નં. ૨ મુસ્લીમ—અભી તો સામ હોગઇ સાત બજ ગયે સાહીબ.

જમાદાર—અબે તો કયા તેરા બાપ કામ કરેગા ? તું બડા બદમાસ હય, ન તું કામ કરતા હય ન દુસરોકો કરને દેતા હય, ચલો રસ્તા સબ સફા કરો, સુપ્રીટેન્ડન્ટ સાહીબકી ગાડી આને વાલી હય, ઉઠો જલ્દી

[વળી ચાબુક મારે છે કયદીઓ કામે વળગે છે જમાદાર જાય છે, તે વખતે ત્રીજા નંબરનો કેદી પોતાની હાલત પર અફસોસ કરે છે]

નં. ૩—અરરરર, તૌબા એ કેદખાનું નહી પણ દોજખખાનું છે, લોકો કહે છે કે પાપની સજા તે જહાન થાય છે. નહી, નહી, હું ખાત્રીથી કહું છું કે જેની તેની કરણીની સજા અહિંજ ભોગવવી પડે છે.

[નંબર ૧ કેદી કામ છોડી આવી નંબર ૩ જાને કહે છે.]

નંબર ૧—કેમ ભાઇ હમે કામ કર્યે અને તું હાય અફસોસમાં વખત કાઢે છે કે ? એ પાછળથી અફસોસ કરવામાં શું ફાયદો ? ગુન્હા મુજબ સજા ભોગવવાનોજ એ છે કાયદો (ઓડયંસ તરફ જોઇ) ભાઇઓ તમે સુખી થવાજ માંગતા હોય તો જુગાર રેસ અને સટ્ટાની બદીથી હજાર કોસ દુર રહેજો.

નં. ૩—(કપાળ પર હાથ મારી) હા, ભાઈ એજ બદીની મહોકાણમા હું એક ખાનદાની કેળવણી પાંમેલો જવાન આ હાલતે પુગ્યો છું, મારા નેક પીદરની જીગર તોડ મહેનતના અને ખરા પસીનાના પૈસાની મે જુગારની બદીમાજ બરબાદી કીધી.

નં. ૧—અરે ભાઇ તું તો પૈસાની બરબાદી કરી અટકયો પણ હું તો ભીખારી હાલતમા આવતાં વળી એક ઘોર કૃત્ય કરવા લલચાયો અને અફસોસ ! (દુઃખી બની માથુ કુટી) પૈસાને ખાતર મેં એક નીર્દોષ જવાનનો જીવ લીધો હાય હાય ! (એટલું બોલી બેભાન થઇ હેઠળ પડે છે. પડદો પડે છે અને ઉંચકાય છે.)



## ફીરોઝના ઘરનું. સુંદર દીવાનખાનું.

ગુલ ગુસ્સામાંજ દાખલ થાય છે.

ગુલ—અરે એ શું જુલમ? એ કેવો સીતમ? શું પૈસાવાળાઓ ગરીબોની સાથે હંમેશનુ માથું ફોડ કરવા સરજાયલા છે? જાણે એવું થાય કે બાઇની રીવોલવર લઇ મુવા શેરયારને હમણાજ શું કરૂં, આપણે જાણ્યે કે હમ જાતને નોકરી રાખ્યે પણ જુવો અમસી આઇ બાઇના એવાં સીના સેરવે છ (ટેબલ પર આંગળી ફેરવી જુએ છે) અરર? એ કેટલી ધુળ? હવે એનો બરાબર રસ્તો કરૂંછ, અને એનીજ રીત મુજબ મુવાનુ પાકવીને પલેથર કરૂં. શેરયાર, શેરયાર, ઓ શેરયાર, (શેરયાર અંદરથી જવાબ આપે છે.)

શેરયાર—જી, આયો બાઇજી બોણુ ખાવું છું.

ગુલ—(ખોટો ગભરાટ કરી) અરેરે ચાલતો જલદી, ઓ માયરે હવે કયાં જાઉ? શું કરૂં? અરે ચાલતો વ્હેલો આવ, એકદમ આવ, (શેરયાર ગભરાટમાં ખાતો ખાતો આવે છે.)

ગુલ—(નરમાસથી) આવ્યો કે, જાતો બીજે મારથી સીડી લઇ આવ, (શેરયાર ગુલ તરફ જોતો અજબ બની જાય છે.)

એ મુવો એમ હકેલા ખાસે ત્યારેજ ઠેકાણે આવશે, ધુળ પર લીપણુ વળી મુવો બી. એ. થયેલો છે! કોઈ વખત લાંબા ભાષણો કરી એની માય મમઈના ડોળા બાળીને પોરા કરેછ. (શેરયાર સીડી લઇ દાખલ થાય છે.)

ગુલ—લાયો બા, જાતો જરા આ દીવાલ આગલ સીડી ઉભી કરી ચઢીજા.

શેરયાર—ઓહ ગોડ? બાઈ શું ધાંધલ છે? મને ખાતાં ખાતાં ઉઠાડયો!

ગુલ—ખાતાં ખાતાં શું! પણુ કામ પડે તો ભર ઉંઘમાંથી પણુ ઉઠી આવ્યે, ચાલ હવે બકબક છોડ જલદી સીડીપર ચઢી જા.

શેરયાર—આઇડ ઇઝ એન ઇલ હૉર્સ ટુ રાઇડ. જમશેદ જેવા શાહની તકોબરી ટકી નથી તો તમારી શું બીસાદ?

ગુલ—એતો એમજ, આડે લાકડે આડો વેહ, ચાલ ચઢી જા જલદી.

શેરયાર—બાઇજી મારા જેવો મુંગે મોંઢે વહીત્રું કરનારો તમને કોઇ નહી મળશે. (શેરયાર સીડી ઉપર ચઢી ઉંચે ઉભો રહે છે.)

ગુલ—હવે ઉપરથી આ ટેબલપર નજર કરી જોની બે આની પાવલી કંઇ નજરે પડે છે કે? (શેરયાર આંખ્યો ખેંચી જુએ છે)

શેરયાર—(ગુસ્સાથી) ઘણુંજ અજબ જેવું? શું બે આની પાવલી નીચેથી નહી જણાય કે? બે માર ચઢાવી સીડી મંગાવી? બે આની બી નથી અને પાવલીબી નથી.

ગુલ—અરે જરા ધ્યાનથી જો બરાબર નજર કર.

શેરયાર—એમા શું મોટું ધ્યાન રાખવાનું છે, ટેબલપર ધુળ સીવાય બીજું કશું નથી.

ગુલ—અં, ધુળ છે કે? મુવા આંધરા, તને નીચેથી ધુળ નથી દેખાતી માટે સીડીપર ચઢાવ્યો. ચાલ અતર ઘડી ઉતરી બરાબર સાફ કરી નાંખ. ( એટલું કહી ગુલ ગુસ્સામાંજ ચાલી જાય છે. )

શેરયાર—(હેઠળ ઉતરી ટેબલ પખોડતાં) ખુદા પનાહ રાખે એ મીજાજના બોરીઆંઓથી. (હીરજી દાખલ થાય છે.)

હીરજી—હું છે બા, તું હાનો સંતાપ કરે? એ તો કેટલાંક તુમાખી કુટુંબોમાં હલકાઇનું અતેરૂ વધી ગયેલું છે. ગરજે ગધેડાને કાકા કહે તે અમથો? એ તુમાખી ટીચકાંઓ એમજ હમજે કે ગરીબો તો રેલમાંજ ધહડાઇ આવેલાં, તેમ ગરીબો પણ એઓને મુગો ધીક્કાર અને અભાવ સીવાય બીજું તે હું આપે? હું ક્રેમ પુછું એ બાઇ હું બકવારો પાડતાંથાં?

શેરયાર—આજે શેઠે તાકીદી કાગળો લખવા બેસાડયો તે ત્યાંજ રોકાઇ રહ્યો એટલે સામન નુછવાનો રહી ગયો, તેથી આપણા ભલાં બાઇએ મને હેરાન કીધો.

હીરજી—અરે મુવાં, એ અધુરાં હાણુલાંઓ ગરીબો તરફની ભલી દુવાઓ લેવાનું કાંઇ બધાજ તવંગરોના નશીબમાં હરજાયલું નથી, તો પણ મારે કહેવું જોઇએ કે મારી ભેળી બાઇને કેળવણી હારી મલી હતે તો એના જેવી પોરી દુન્યામાં ની જડે.

હીરજી—એટલી તકોબરીનો અવગુણ એનામાથી જાય,
તો હીરાના મુલની થાય;
ફક્ત એક અવગુણથી ભલો નર બુરો કહેવાય,
જેમ હળદ નાખતાં ખીચડીનો રંગ બદલાય.

શેરયાર—તમે ગમે તે કહો, પણ આપણે એવણનું નીમક ખાઇએ એટલે એક વાંકો શબ્દ બોલાય નહી.

હીરજી—અરે હું ની બોલાય, રીતસર બોલ્યે નહી તો એવાં તુમાખી બોરસાંઓની સુધ કેમ ઉઘડે ? એવા ઈતરના હાલુલાંઓએ ખરા ખાનદાની ભલા તવંગરોના નામને બેઆબરુ પુગાડી છે, ભાઈ ? તને શું અવદશા લાગી કે આટલું બધું ઈંગ્રેજી શીખી હાં હાંલુલાં ધંઢવા રહ્યો.

શેરયાર—હીરજીભાઈ હાંલુલાં ઘસવામાં કંઈ એબ નથી. કોઈબી ધંધો ઈજ્જતથી અને નીતી રીતી જાળવી કરવામાં આંમી શોભા છે. પેલા કહે તેમ નહી મામા કરતા કાણા મામા ભલા, નોકરી વનાના રવડયા કરવા કરતાં જે મળે તે પર સંતોષ માની તાબેદારી ઉઠાવવી એ હજાર હીસ્સે બહેતર છે.

હીરજી—હા, ભાઈ તારી વાતબી ખરી અને મારે હૈયે ઠરી. આજે ભાઈબંધ હીંદુ કોમમા જોહેતો ગમે એટલો મોટો પગાર કમાનાર હોય પણ નોકરી છુટે તો આપણા પારહીના પોરીઆઓની માફક મોટો લુમકો ખાવાનો લોભ નહી કરતાં જે પાંચ પંદર મલે તે ગનીમત કરતાજછે બીજી હારી નોકરીની હોધ કરતાજ રહે અને તેવો લાગ મલ્યો કે લબ્બે કરી દે.

શેરયાર—હું જો આ નોકરી કબુલ નહી કરતે તો મારી પ્યારી પેરીનને તેની કબસ હાલતમાં કયાંથી મદદ કરી શકતે ?

હીરજી—વળી તે વાત કાઢી ? જો ભાઇ એમ કરી તે બાપડીને વધું મુશકેલીમા નાખહે, તું જાણતો નથી કે આપણો તુમાખી શેઠ તે ભલી છોકરી ઉપર જુલમ ગુજારી લગન કરવા માંગે છે તે ?

શેરયાર—ત્યારે શું પાક મહોબત પર પાપી દવલતમંદોનોજ હક છે ?

હીરજી—ભાઇ પૈહાના જોરે એવા અધમ પાપીઓ હું નહી કરે ? હાંભળ—

પૈહાને ખાતર પૈહા માતર છે જીત ને હાર,
પૈહા છે હરગનુ હુખ ને પૈહા છે દોજખનું દ્વાર;
પૈહા પ્યારો હઉને ભાઈ છે પૈહાના પ્રતાપ,
પૈહા પદવી મેળવે વળી પૈહા ઢાંકે પાપ.

શેરયાર—પાપી પાપે પડશે અંતે થશે તેની હાર,
જો અંતઃકરણ ઉમદા હોય તો સુખી છે સંસાર;
પટકતાં નીરદોશને દોષીત પોતે પટકાય,
અંતઃકરણનો ડંખ પાપી દીલને કોત્રી ખાય.

હીરજી—વારૂં હું એમ પુછું કે તું બલામણની ચીઠ્ઠી લઇ પેલા સોરાબજી શેઠની આફીસમાં નોકરી રહેવાનો હતો તેનું શું કીધું ?

શેરયાર—હા સાંજે પરવારીને જવશ એ તો બા નોકરી કરવાની છે, હજાર ઢકેલા ખાવા પડે. આજે તો ગમે એવા પ્રમાણીક હોય પણ મોટા લાગવગ અને ભર બલામણ વગર કોઇ નોકરીએ રાખવા રાજી નથી.

[શીરોજના પાડોસી ગુસ્તાસ્પનો છોકરો ગોદરેજ દાખલ થાય છે તેની પાછળ ગુલ આવે છે ગુલને જોઇ હીરજી ગભરાટમાં ચાલી જાય છે.]

ગુલ—(શેરીયારને) ત્યારનો શું ઘુણ્યા કરેછ ? જાની પેલા ચાંદીના છરી કાટાં સાફ કરવાના પડયાછ તે કરી નાંખ. જો વળી એકાદ ચમચા કે કાટાંને પાંખ નહી ઉગે !

શેરયાર—(ગોદરેજ તરફ જોઇને) ધાસ લેડી હીડમી આ ગ્રેટ ઇનજસ્ટીસ.

ગુલ—(ગુસ્સાથી) સટ અપ સ્ટુપીટ જેવો સામા સવાલ જવાબ કરે છે તે શરમ નથી આવતી ?

શેરીઆર—બાઇજી હું તમારૂં ઘણું ઇનસલ્ટ ખમું છું હંઅ, એવું અપમાન કોઇ ગમારમાં ગમાર ગામડીઓ પણ નહી ખમી શકે! તેને પણ તેનું સ્વમાન વ્હાલું હોય છે.

ગોદરેજ—શેરીઆર માફ કર બા જા તારા કામ ઉપર જા, વી આર વેરી સોરી ફોર વોટ હેઝ હેપન્ડ.

શેરીઆર—હું અજબ થાઉ છું કે તમારા જેવા ભલા ગ્રહસ્થના સમાગમમાં હોવા છતાં એવણ એમ કાંય કરતાં હશે ? (એટલું કહી શેરીઆર ચાલી જાય છે.)

ગુલ—(વધુ ગુસ્સાથી) એંહ મુવો જાણે લોર્ડ બ્રેબનનો બેટો ? મુવા એવા હલકા હજામડાને હંમેશા હડધુત કરવો જોઇએ.

ગોદરેજ—અરેરે ગુલબાનું એટલી તુમાખી.

(ગાયન ગાય છે)

**અંતર નથી ગરીબ તવંગરનો ઓ મગરૂર ઇનસાન,**
**ભેદભાવ તજી દઇ જાણ તુ છે સહુ સમાન;**
**નરમાસ નારીની સદા ઝળકે જેમ હીરાની ખાણ,**
**ગુલ તું કાર્ય એવું કર સદા રાજી રહે યઝદાન.**

પરવર પ્યારા નેક હેદાયત મુજ વ્હાલીને આપજે,
ગુમાન એના ટાળીને કષ્ટ સહુ કાપજે.
નેકી નીતીની રાહે ચાલે એવી શકતી,
હરદમ ધ્યાન ધર તું બાપની કર નીત્ય ભકતી,
ભલો ગુણ ગુલના અંતરમાં તું છાપજે,
છે મુજની એજ દુવા ઓ બાપ મારા આપજે.

ગોદરેજ—ગુલ તું ઘણી નિર્દય બનેછ, નોકરો સાથે માયાથી વરતી ઘટતી વખતે નરમ ઠપકો આપી કામ લેવું જોઇએ. તેમ કીધાથી તેઓ આપણા તરફ માન ધરાવી હંમેશા તાબેદારીમાં ખડા રહે છે; તું ખ્યાલ કરકે એ એક ગ્રેજ્યુએટ જવાન છે, તારો ભાઈ નશીબવાન છે કે આવો નોકર હાથ લાગ્યો તેબી વળી સરતો ને શિખેલો.

ગુલ—ગોદરેજ તું સમજતો નથી એ મુવાને જરા લહારો આપ્યો કે આપણા માથા ઉપર ચઢી બેસે એ આખો દિવસ મારા લોહીનું પાણી કરેછ તે તું શું જાણે !

ગોદરેજ—અરે તમો બઇરાંઓનું તો જરા જરામાં લોહીનું પાણી થઇ જાય અને પાણીનું બરફ બંધાઇ જાય !

ગુલ—(ફરફડાટથી) હારે મુવા માટીડાઓ તો ઘણાજ ઠંડા આઇસ્ક્રીમ જેવા. માથામાં આંગળી નહી ખુચે તેવા.

ગોદરેજ—અઇર, અઇર, તોબા, ખુદાએ એને પેદા શું કામ કીધું હશે ?

ગુલ—(ગંભીરાઇથી) તમારા જેવા નગુણાઓને જન્મ આપી આવા સખુનો સમજવા.

ગોદરેજ—(હસે છે) અહાહાહા, હાહાહા—હાહાહા.

ગુલ—હસેછ સાનો નફટ નાંખે, હું ઇચ્છુંછ કે ખુદા કરેને થોડો વખત તું બઇરી બની જાય તોજ તને બઇરાંઓની મુશીબતોનો ખ્યાલ આવે.

ગોદરેજ—ચાલ હવે માફ કર, (તેણીના ખભા પર હાથ મેલી) અને બઇરાં માટીડાના ઝગડાનો અંત લાવ.

ગુલ—(રૂસાયલી અદાથી બાજુ હટી જઇ) મારા અંગને હાથ ના લગાડો.

ગોદરેજ—(બાજુએ) જ્યારે એ ગુસ્સે થાય છે ત્યારે મને વધુજ છેડવા ગમે છે (ગુલને) અરે હું એમ પુછુછ કે તને જો ગમતુજ હોયતો યજ્દેજર્દ સાથે ચાર ચોખા છંટાવી કાંય નહીં દેતી ?

ગુલ—તને ના કહ્યુંની કે તે મુવા ઉજાડુડા અંધ્યારડાનું મારી આગળ નામ નાં લેતો !

ગોદરેજ—(ગંભીર બની) ગુલ વળી તું તારી ટેહેંકરાઇ પર ગઇ કે? જો હું તારા ભલા માટેજ હંમેશા કહેતો આવ્યો છું. તુ ગુસ્સો ના કરતી પણ ખુદા વાસ્તે તારો એવો ગરીબોને ધીક્કારનારો તુમાખ છોડી દે, એ બીચારો યજદેજર્દ હમણા કંગાલ હાલતમાં આવી ગયો તો શું થયું ?

ગુલ—તું મને ઘડી ઘડી પજવેછ તે સારૂ નથી લાગતું, તું વિચાર નથી કરતો કે તેની દુકતી સાથે ફીરોજભાઈ લગ્ન કરવાનો છે તેણીને તેવી ત્યાં બંધ ઓરડામાં પુરી રાખી છે.

ગોદરેજ—જો તારો ભાઈ એની છોકરી સાથે પરણે તો તને યજદે-જર્દ સાથે લગન કરવામાં વાંધો શુ છે? મઝેના ઘરના ઘર ગહંબાર થશે અને તમારી સગાઇનું પણ મઝેનું જેવુ ગુચ્છકું બનશે.

ગુલ—એટલે? મુવું ગુચ્છકું તે કેવું ?

ગોદરેજ—જો સમજ, જાણે તુ તારા પોતાના ભાઇની સાસુ થશે, તારો સગો ભાઈ તારો જમાઈ થશે, વળી યજદેજર્દ તે તારા ભઇનો બંધેવી થશે અને સસરોબી થશે !

ગુલ—મરેરે એ સગાઇ તો શરમ ઉપજાવનારી થશે વળી પેરીન મારી દીકરી થશે અને હું તેની નણંદ થવશ.

ગોદરેજ—(હસીને) અહાહાહા, અરે એટલેથીજ નથી અટકતું, વળી તારા ભાઈના છોકરાની તું મમઇ ને ફુઇ બી થશે અને ફીરોઝ તે તારાં છોકરાંઓનો બંધેવી બી થશે અને મામો પણ થશે.

ગુલ—મરેરે તે છોકરાંઓ બી ગુંચવઇને ગભરઇ જશે, ઓળખશેજ કેવી રીતે ?

ગોદરેજ—એક અઠવાડીયા સુધી મામાજી કહી બોલાવશે, તો બીજે અઠવાડીએ બંધેવી તરીકે ઓળખાવશે, જરા પહેલે તને સમજાંવવાની તક-લીફ પડશે.

ગુલ—ઓ મરેરે બલા જાણે હાથે કરી એવાં ગોટાળામાં કોણ પડે ? એ ભેજાં દુખણુ મરવા દે હવે.

ગોદરેજ—અરે પણ એવી સગઈનો સવાલ મેત્રીમોન્યલ કોર્ટમાં જાય કેની તો કોઇ પણ ડેલીગેટ થવાનું નામ નહી લે.

ગુલ—(જરામલકાટથી) જા બા હવે એ વાત પર પુરો મુકી તું આપણીજ વાત કર, આપણે છે તે (જરા અટકીને) મકુજેએ...

ગોદરેજ—(બાજુએ) એ મારી સાથે પણવા માગતી હશે (જાહેર) હંઅ આપણે છે તે મકુજે ગુલબાનું તમે કહેવા શું માગોછ?

ગુલ—હંઅ હારે મકુજે આપણે છે તે એ......

ગોદરેજ—પરણી જઇએ.

ગુલ—(સરમાઇ નીચું જોતાં) હા.

ગોદરેજ—શું હા? બાવાજીને પુછયા વીના બને કે? (ગુલના ગાલ પર આંગળી મારી) હટ ચેરી છોકરી.

ગુલ—અરે ઘેલા, હુ તારા બાવાજી સાથે નથી પરણવાની!

ગોદરેજ—અરે! હા તુ મારી સાથેજ મરવાની અરે પરણવાની, પણ એક તાબેદાર ફરઝંદે મુરબ્બીને પુછી કામ લેવું ઘટે છે.

ગુલ—તુ જો લગનની બાબતમાં તાબેદાર ફરઝંદ બનવાનો ફાંકો રાખતો હોય તો હું તને મુબેીજ કહું, અલબત કોઇ અભણ કમસમજ બચ્ચાંના વાલી અથવા માબાપો પોતાની મરજીનું ઘર તેવાં બચ્ચાંઓ માટે સોધે તે વાજબી ગણાય પણ તારા જેવા માટે તો હસી મશકરી થાય.

ગોદરેજ—તું ધાર કે હું હમણાં તને ફરેસ્તા જેવો લાગતો હોઉં, પણ પછી એક સેતાન તરીકે તેં મને પીછાની લીધો હોય તો શું કરે?

ગુલ—કરે શું વળી, એક પરણ્યા ખાવીંદને પહેલે ફરેસ્તો બનાવવાની કોશીષ કરૂં, અગર જો તેમાં હું નીશફળ બની યાને તું નહી સુધરયો તો પછી હું મેત્રીમોનીઅલ કોર્ટનો આશરો લઉં, કારણ કે જીંદગી સુધી રીબી મરવા કરતાં છુટાછેડા થઇ જાય તો વધુ બહેતર.

ગોદરેજ—લેઓ વહુજી સગન ભર્યાં સખુન બોલો, તો કહેજે સસરાજીના ખેતરમાં બલા પાકે, તેમ આ મારી સગનવંતી ફીઆંસેના સખુન સાંભળો.

ગુલ—તને સગન જોઇએછ ત્યારે પહેલા સગનમાં શેતાન શાનો બનવા નીકળ્યો? હવે મને સીધો ને સાચો જવાબ આપજો, મોઢામાં રાખી વગોળ્યા કરવા કરતાં તને ચોખું કહી દઉં છું કે આપણે બચપણથીજ સાથે રમેલાં અને સાથેજ ઉછરેલાં અને સાથેજ શીખેલાં છીએ અને બચપણથીજ હું તને ચાહતી આવીછ.

ગોદરેજ—મારો એક સખુન માન્ય કરવાનું વચન આપો તો સેવક આજે તૈયાર છે.

ગુલ—બોલ તારો શું સખુન છે ?

**ગોદરેજ—તકોબરી તું તજીને છોડ કરવો કહેર,**
**નીર્દય કસઇને દયા સાથે હોય જન્મનું વેર.**

એવાં સખુન હું તને અસલથીજ સમજાવતો આવ્યો છું તે એજ કે તારો તુમાખી સ્વભાવ તજી દઇ ગરીબો સાથે માયાથી વર્તવાની કબુલાત આપ, જો કે હું પણ તને જાનો જીગરથી ચાહુ છું પણ તારા આ તુમાખી ટીચકાંએ મને આજસુધી અલગ રાખ્યો છે.

ગુલ—(ખુશ બની) ઓ મારા બચપણના સાથી મારા રાહબર ફરેસ્તા. હું તે જાણું છું કે તું મારાં ભલાંનેજ માટે મને રૂડી સલાહ આપતો આવ્યો છે. લે ઓ મારા દિલજાન તને હું વચન આપું છું, (વચન આપે છે) કે આજથી મારા મન પર મજબુત કાબુ રાખી જેમ બને તેમ શાંતિ ભરી સાલેસાઇ અખત્યાર કરી સહુની સાથે નમનતાઇથી વરતશ.

ગોદરેજ—શાબાસ મારી વ્હાલી ગુલ, તેં મારો સખુન માન્ય કરી ખરેજ મને સુખી બનાવ્યો છે.

ગુલ—પણ કંઇ ભૂલચૂક થાય તો દરગુજર કરશે કે વ્હાલા ?

ગોદરેજ—જાનો જીગરથી હું તે દરગુજર કરશ અને ગરીબો તરફનું માન મેળવતી બનાવશ.

ગુલ—આહ કેવો ઉપકાર ?

ગોદરેજ—વાહ કેવો આભાર !

ગુલ—પણ એ તારો લુખો સુખો આભાર મને મુઝવણની ગુચવણમાં નાખેછ, આપણા અવ્વલ જોડાણની કંઇ ઇધાણી તો આપ.

ગોદરેજ—હમણા આ ઘડીએજ શું ઇધાણી આપું, શું હું જોડાણની ઇધાણી ગજવામાં લઇ ફરતો હોઇશ ?

ગુલ—અરેરે એવી ઇધાણી કોઇ ગજવામાં લઇ ફરતું હશે ? તે તો હંમેશ હોઠ આગળ આવી અટકી રહેછ.

ગોદરેજ—અંહ એમ કહેની ત્યારે [એટલું કહી ગોદરેજ ગુલનો

હાથ આંખોમાં દાબી તે ઉપર પ્યારનું ચુંબન કરે છે એટલામાં ત્યાં શેરીઆર દાખલ થાય છે.]

શેરીઆર—મી. ગોદરેજ તમારો રામો બોલાવવા આવ્યો છે.

ગુલ—(શેરીયાર આગળ દોડી જઇ) ભાઈ શેરીઆર, મેં આટલો વખત સુધી જે કંઈ અપમાન કીધું હોય તે માટે મને માફ કરજો.

શેરીઆર—(અજબ બની) કેમ બાઇજી, ગરીબ નોકરની મશ્કેરી કરોછ કે? (ગોદરેજ બન્ને તરફ જોઈ હસે છે.)

ગુલ—નહી બીરાદર, એ મશકેરી મજાખ કરવાનો અથવા ગરીબો તરફ તુમાખી ટોર બતાવવાનો વખત રહ્યો નથી, તમે સત માનજો કે આ ખરાં જીગરના પશ્ચાતાપ સાથનીજ માફી છે.

શેરીઆર—(અજબ બની) હેં! ઓ ખુદા એ શું ચમત્કાર?

ગુલ—એ ચમત્કારમાં સમાયો છે મારા ગોદરેજનોજ આભાર અને એ વ્હાલાના! સખુનનોજ કીધોછ મેં સ્વીકાર!

શેરીયાર—વાહ સાબાસ.

(ગાયન ગાય છે)

શેરીઆર—અરે બન્યો છું હું મઘન આ વાત સમજી આજ,
અરે ઘણું કરે તે થોડાને કાજ—બન્યો છું.
તજી નાદાની છોડો ગુમાના,
ગર્વથી ગયું શાહ જમસેદનું રાજ—બન્યો છું.
કરણી સુધારો નરમી વધારો,
લે આ દુખયા તણી દાઝ—બન્યો છું.

ગોદરેજ—દોસ્ત શેરીઆર, આ બાતેનમા સદ્દગુણો ધરાવતી છોકરીએ મારા એક બોલમાંજ તમામ તુમાખ તજી દઇ નમનતાઈ અખત્યાર કીધી છે અને હું તે પરવરનો પાડ માનું છું કે તેની સાબેતીનું સીલ ભલા શેરીયારનીજ માફી માગી માર્યું છે.

ગુલ—(હરખભર) અને બીજી ખુશ ખબર એ છે કે હમો સાદીના પવીત્ર કોલથી બંધાયા છીએ.

ગોદરેજ—હા બા આજે હમે હંમેશને માટે સંધાયા છે અને જીંદગી સુધી જકડાયાં છે.

શેરીયાર—(ખુશાલ જીગરે) ઓ, મારા ખરા જીગરની તમને મુબા-

રક બાદી ઇચ્છતાં તે દાદાર પાસે એવી દુવા ઇચ્છુછ કે ગોદરેજ જેવા નેકબખ્ત જવાનોને આપણી જરથોસ્તી કોમમાં વધુંને વધું પેદા કરે અને તેઓ ગુલબાનુ જેવા છુપ્યા ગોહરોને જાહેરમાં લાવે.

ગુલ—આમીન. આમી. આમીન.

[ પહેલો અંક સમાપ્ત ]

## બીજા અંકનો પહેલો દેખાવ.

પેરીન—અફસોસ આખર ફીરોઝ પોતાની જાત પર ગયો યાને ખુદાને બાર લીધેલા કસમ પર પાણી ફેરવ્યું, હાય, હાય, એ મુજીએ મારા ઉપર જુલમાત ગુજારવાનું કંઈ બાકી રાખ્યું નથી.

(હીરજીભાઈ ચાહેની ત્રે લઈ દાખલ થાય છે)

હીરજી—અરે ખુદા આ પેરીનું રાત દીહનું દુઃખ જોઈ મારૂ કલેજુ કપાઇ જતું છે એ મારા હેતાન હેડનું તે ખુદા હું ભલું કરશે, એક વખતના એ મુજીના હુમલાથી તો શેરીયારે બચાવી છે.

પેરીન—હા તે મારો મદદગાર ફીરેસ્તો ન હતે તો જરૂરજ મારી ઇજ્જતની ધુળધાણી થતે.

હીરજી—પણ તે તમારા તરફથી હેડની હાથે મરાયો તેમાંજ તો તેને નોકરી પરથી કાઢી મુક્યો.

પેરીન—વારૂં તે મારો વ્હાલો જ્યાં જાય ત્યાં સુખી રહે.

હીરજી—લે મારી માય કરૂં જરા કાશી પી કે હુશીયારી આવે, તુ એમ ખાહે પીહેની તો પછી તે હેતાન હાથે ટક્કર કેમ ઝીલહે?

પેરીન—ભલા હીરજી ભઈ, તમારી વાત ખરી છે પણ મારા વ્હાલા પપા ભૂખ તરસના માર્યા મારા વિયોગથી ઝુરાતા હશે તે ખ્યાલ થતાંજ મને ભારે દુઃખ થાય છે.

હીરજી—તુ ફીકર નૉ કર બહેન સૌને માથે તે દુન્યાનો બાપ દાદાર હોરમજ બેઠો છે, તે તારા બાપનેજ ભૂખો રાખહે કે? શેરયાર વારંવાર તેવણુની મુલાકાતે જાય છે અને ઘટતું કરે છે લે હવે તુ ઘોટ કાફી પી.

પેરીન—મારા પાલનહાર વ્હાલા પપ્પાને દુઃખના વખતમા કશી મદદ કરી શકતી નથી તેજ મને લાગે છે.

હીરજી—હુ નહી મદદ કરતી? તેના માટે તો તારી જવાન જીંદગીનો ભોગ આપવા તૈયાર બની. તે બાપને માટે તો તારી જીંદગી જોખમમાં નાખી એતો પેલા કહે તેમ—

સંકટ સમયે રાખી સબુરી લેઓ ખુદાનુ નામ,
દુઃખનો માર્ગ કાપ હળવે તોજ મળશે સુખ ધામ.

લે મારી માય કરૂં, તૂએ કાફી પીએ તો તને એવી એક ચીજ આપું કે જેથી તારા દુઃખમાં મોટો દીલાસો મળે.

પેરીન—એવી તે શું ચીજ છે? લાવો હું કાફી પીઉં છું (પેરીન એ ઘોટ કાફી પીએ છે). જો શેરીયાર ગયા પછી આ દોજખી ધામમાં મારા મદદગાર હોય તો તમેજ છો.

હીરજી—લે હવે એટલી છે તે પુરી કર.

પેરીન—નહી બસ હવે મને માફ કરો તમારો ઉપકાર થયો, પણ હુ એમ પુછું કે શેરીઆર હમણા ત્યાં આવતો જણાતો નથી?

હીરજી—તે બહોળી રોકાણુનો ધણી તેને ત્યાં ઘડી ઘડી આવતાં કેમ પાલવે? વળી હેઠની સખત મનાઈ, એતો પહેલે પગાર લેવાને મહે આવતો હતો હમણા તો ભલા ધનેતરો એની સલાહ લેવા જાય, શેઠના તો નાખનો બાલ થઈ પડેલો છે.

પેરીન—હા એ મારા વ્હાલાએ ટુંક અરસામાંજ ઘણા બેકાર જરથોસ્તીઓને ધંધે લગાડી દીધાછે.

હીરજી—છે તો ગરીબ માબાપનો દીકરો; પણ હીરોજ પેદા પડેલો. અરે એને શીખવાની તો એટલી ઉલટ ને કાળજી હતી કે ઘર આગળ બારી બત્તી નહી મળે તે મ્યુનીસીપાલ્ટીના ફાનસ આગળ ઉભો રહીને વાંચ વાંચ કરીઆ કરે.

પેરીન—હા બા જેને શીખવાની કાળજી છે તે હજાર દુઃખ વેઠી શીખે છે. એ કષ્ટ ભોગવી શીખ્યો તો ખુદા રાખે દેશને અને કોમને ઉપયોગી થઈ પડયો.

હીરજી—એ તો કહે કહેને એમજ કહે કે મારી પેરીન મારૂ દુઃખ જાણતી નથી અને ફીરોઝ હેઠની મોહોકાણમાં મને બરાબર જવાબ આપતી નથી.

પેરીન—હું શું કરી શકું? મારી આવી કબસ હાલતમાં એ વ્હાલાને કશો ઉત્તર આપી શકતી નથી.

હીરજી—(એક ચીઠ્ઠી સાથે પડીકુ આપી) લે માઇ હવે હું જાઉં છું જો એટલાથીબી તારા જીવને ટાઢક વળે તો હું દાદાર હોરમજનો પાડ માનો.

[હીરજી ત્રે ઉપાડી ચાલ્યો જાય છે, પેરીન ચીઠ્ઠી પરના અક્ષર જોઈ ખુશ થતાં તે ચીઠ્ઠી આંખમાં દાબી પછી "કીસ કરે છે. પછી પડીકું છોડી જોતાં તેમાથી ફુલનો હાર નીકળે છે તેથી વધુજ ખુશાલ બને છે, ચીઠ્ઠી વાંચે છે. ]

"આ જેહાનનું મારૂં સુખ તે તું મારી વ્હાલી મીઠી પેરીન. તને મારા તમામ ખુસાલીના ઉભરાઓ અંતઃકરણમાં સમાવી ફક્ત એટલુંજ જણાઉં છું કે તું તે રહેમવંતા રબ ઉપર ભરૂસો રાખી તેનીજ બંદગીમાં મશગુલ રહેજે. હું જો ચાહું તો આ ઘડીએજ તને છુટી કરી મારી પનાહમાં રાખું એમ છું, પરંતુ તેમ કરી એક દોજખી દૈત્યને દુશ્મન બનાવવા માંગતો નથી. આપણે તેની લુચ્ચાઇના બહોળા બળથી ડરીને કળથીજ કામ લેવાનું છે. હવે તું વ્હાલીને મારા જીગરના ભીતરની હજારો ભલી દુઆવો સાથે આ એક તાજા ફુલનો હાર મોકલું છું તે મુજ મુફલીસની સાલગ્રેહના આજના શુભ દિવસે સ્વીકારજે. મારી વ્હાલીને વખત આવશે ત્યારે હીરા મોતીના હારો પહેરાવસ. હું મુરબ્બીજી યઝદેજર્દને વારંવાર મળતો રહું છું. તે પણ ફક્ત તારી યાદના ટવળાત સીવાય બીજી રીતે સુખી છે. મારા શેઠ ફીરોજે હજુ સુધી મારો પગાર આપ્યો નથી તે લેવાને મસે ફુરસદે એક દિવસ આવી જવશ. મેં તું વ્હાલીને ફીરોઝ શેઠની બાબતમાં જે સલાહ આપી છે તે માફક ચાલજે, જરા પણ ડરતીના આ જમાનોજ ફંદ ફીતુરથી ભરપુર છે. હું આશા રાખુંછ કે મેં મોકલેલી ભેટ તને પસંદ પડશે.

લી. સદાનો તારોજ શેરીયાર.

પેરીન—ઓ મારા જીગર, કાંય નહી પસંદ પડે? એ તાજા ફુલના હારમાં જે ઇજ્જત સમાએલી છે તે હીરા મોતીના હારમાં નથી. એ હાર દીલખુશ રાખી દેમાગને તર કરે છે. એ હારથી કોઇનાબી જાનને કસી હાણી પુગતી નથી, મગર મોતી ને હીરાના હારો પહેરનારાઓના બાજે વખ્તે ગળાં રહેંસાઇ જાય છે. તાજા ફુલોના હારો ફકીરની ઝુપડીથી તે અમીરના મહેલ સુધી પોતાની સરસાઇ ભોગવે છે, અને મહાન પીર પેગંબરો પણ એને ઇજ્જતથી રાખે છે. તેઓ તો હીરા મોતીના હારો તરફ ઝાંખીને જોતાં વટીટ નથી. (કોઇના પગલાં આવતાં સંભળાય છે)

અરે પેલોજ કમબખ્ત આવતો જણાય છે, ઓ ખુદા, તું મારી ઇજ્જત રાખજે, ફીકર નહી હવે તો શેરીઆરની સલાહ મુજબ એક ખુદા પસંદ કામ કરવા માટે થોડાં ચરત ચલાવી ફીતુર કરવાં પડે તો તેમાં પાપ નથી અને તેમ કરવાથી એ પોતાની મેળે મારો પાછો છોડશે. (ફીરોઝ ઘુંટો આવી પુગે છે.)

ફીરોઝ—કેમ પ્યારી પેરીન! હું ધારૂછ તારા હૈયામાંથી હેરમંદ નીકળી ગયો હશે.

પેરીન—મારા હૈયામાં તો હરદમ ફરેસ્તાનોજ વાસો રહે છે પણ હવે થોડા વખત માટે હેરમંદનેજ સંપાળી રાખવો પડશે.

ફીરોઝ—(પેરીનના ગાલ પર આંગળી મારી) ચેડી છોકરી, ચાલ હવે તો આપણા લગન ઘણાજ નજદીક આવી પુગાં છે; એક મેરે આશીરવાદ નંખાય કે બીજી મેરે તુ કુલ મીલકતની વારસ થશે.

પેરીન—(બાજુએ) હવેજ એને બેહેકાવવો પડશે (જાહેર) હા ત્યારેજ આપણા જીગર સાથ જીગર મળશે.

ફીરોઝ—પ્યારી ત્યારેજ મારી પરેશાની ટળશે.

પેરીન—ઓ હારે મરૂં મારી બી મુશકેલી ટળશે (પેરીન જાણી બુજી પોતાના હાથનાનો રૂમાલ હેઠળ નાંખી માગે છે) જરા રૂમાલ આપો તો?

ફીરોઝ—ઓ મોટી ખુશીથી. (મહા મુશીબતે વાંકો વળી રૂમાલ આપે છે.)

પેરીન—(લાડ કરતી હોય તેમ ખભામાં પકડી મજબુત હીલાવતાં.)

હંઅ પ્યારા હવે લગન જલદી કરો તો સારૂં.

ફીરોઝ—(બાજુએ) બાપરે! બુઢાપા તારૂં સત્યાનાશ જાય એવો પ્યાર મારી જઇફીમાં કેમ પાલવશે? (જાહેર) હારે હું પણ જલદી લગન કરવા તયાર છું.

પેરીન—(વળી રૂમાલ હેઠળ નાંખે છે.)

જરા રૂમાલ આપશો?

ફીરોઝ—તોબા તોબા એ કેવો સીતમ?

(વાંકો વળી રૂમાલ ઉચકતાં ગુટણ પકડી ઉઠે છે)

પેરીન—(પરીન રૂમાલ લેતાં) વ્હાલા તમે મારા રાજા ને હું તમારી રાણી.

ફીરોઝ—તું છેજ મારી રાણી, હું કયાં ભરાઉછ તારી પાસ પાણી? (કંટાળીને ખુરસી પર બેસે છે, પેરીન તેના ખોળા પર ધપ દઇ બેસી જાય છે, ફીરોઝનું ગુટણ દુખવાથી બુમ પાડે છે.)

ફીરોઝ—બાપરે અરરર, આ કોઇ અજબ દુકતી છે, અરે પણ મારી ઉમરનો તો ખ્યાલ કર? મને ગાઉટનું દરદ છે તેનો તો વીચાર કર?

પેરીન—એ બધો ખ્યાલ મેં તો પહેલેથીજ કીધો હતો, પણ તમે મારી ઉમરનો ખ્યાલ નહી કીધો હોય તો હમણા કરો, શું હું જરા રતી પ્યારથી નહી કરૂં કે?

ફીરોઝ—શું હું તારા પ્યારથી દુઃખી બનુ કે?

પેરીન—ઉઠો જરા ફરો હરો, એમ બેસી રહેવાથી તમારા ગાઉટનું દરદ વધું જોર પકડશે (ફીરોઝ કંટાળી ઉઠે છે.) વ્હાલા આપણે તો સાથેજ રાઇડીંગે જઇશું વળી લાંબો વોકબી લઇશું, મોટી મોટી હીલ પર ચઢીશું સાથેજ નાચકુદ કરશું.

ફીરોઝ—હા સાથેજ મરીબી જઇશું, સાથેજ દખમે ચઢીશું.

પેરીન—(વળી પોતાનો રૂમાલ હેઠળ નાખી) પ્લીઝ જરા રૂમાલ આપશો?

ફીરોઝ—(કંટાળીને) કાંય હેરાન કરે છે? તોબા પાંચ પાંચ મીનીટે રૂમાલ? (હેઠળથી રૂમાલ લેવા જતાં ફસડાઇ પડે છે.)

પેરીન—ઓ મરેરે બલા જાણે કંઇ લાગુ કે? (પેરીન ફીરોઝનો હાથ પકડી ઉઠાડે છે.)

પેરીન—ચાલો હવે જરા આરામ કરો, આપણે હવે છેક સમી સાંજે પ્યાર કરીશું.

ફીરોઝ—હવે ખુદા ખાતર તારો રૂમાલ ખીસામાં મુંક હું તો બે દિવસ પુરતો આરામ લઇ પછીજ પ્યાર કરનર, અગર જો એવો પ્યાર ચાલુ રહ્યો તો તું મને જરૂર ખાટલે નાંખશે.

પેરીન—તમારા બોલવા ઉપરથી સાફ માલમ પડે છે કે મારા ઉપર તમારો મુદલ પ્યાર નથી.

ફીરોઝ—(ગુસ્સાથી) મેં તને એક અશરાફ ઔરત સમજી આ જંજાલ માથે ઉઠાવી, પણ તુતો બડી હરામજાદી નીકળી.

પેરીન—હંઅ મોઢું સંભાળો, આખર તમારી વાઘરીની જાત પર ગયા કે? શું ત્યારે તમે લગન નથી કરવાના?

ફીરોઝ—(બરાડ મારી) જા નથી કરવાનો, છોકરી તેં જાણી બુજી મને હેરાન કીધોછ, તારી આવી તુકાની ચાલથી મને ખુલ્લું માલમ પડેછ કે તેં ફક્ત મારી મશ્કરી મજાખ કરવા ખાતરજ ખોટો પ્યાર બતાવ્યો છે, પણ યાદ રાખજે ઓ મસ્તાન કુકતી કે એ મજાખનો હું વ્યાજ સીકે બદલો લેવશ. (ફીરોઝ અતી ઝનુનમાં દરવાજો બંધ કરી ચાલી જાય છે)

પેરીન—ઓ ખુદા હું શેરીયારની સલાહ મુજબ ચાલી તો ખરી પણ એ નાતરસ ચંડાળ કોણ જાણે કેવી આફત વરસાવશે. (પડદો પડે છે.)

---

## મકન ભાણકીનો ફારસ.

(લથડ પથડ કરતો છાકટો ફીરંગી દારૂની બાટલી લઇને આવે છે.)

ફીરંગી—ચહેરે. આપુણકો કોણ પુછતા હાઇ, આપુણ સોરો લેતા હાઈ, જબ ગોંયાકા ગોવન્ડર બન જાતા હાયરે, આરી આપુણ સોબકો માર માર કે દમ નીકાલતા હાઇરે, માઝો સોરો કીતી બોરોરે?

(બાટલી છાતી પર વળગાડી)

[બાટલીને કીસ કરે છે, પછી લથડીયું ખાઇ હેઠળ પડે છે, એટલામાં ભાણકી માંથા ઉપર ગાંસડી મેલી આવે છે, તેણી ઉપર જોઇ ચાલતાં ઠોકર ખાઇ તૂટી પડે છે, પછી હાંડકાં પાંસળાં દાબતી ઉઠી ફીરંગીને ગાળો દીએ છે, ફીરંગી ડોળા કાઢી ભાણકી તરફ જુએ છે.]

ભાણકી—મુઓ મછાણ ગીઓ, એ કયાથી નડવા આયવો? હાય હાયરે મારી છાણુએ મને કેવા ખાચ્છા છગન કરીને ક્ષુરતથી મોકલેલી, પણ બિલાડો મુઓં આડો ફયરો તેની મોહકાણ નડેલી, એને મુવાને કોઇ, નીહ જડેલી તે મને પાડેલી. (ભાણકી તરફ ટીકતો ફીરંગી આસ્તે રહી ઉઠે છે)

ફીરંગી—ચેંહેરે તુમ ગાળી કાયકુ દેતાયરે, તુમ બોડા લવલી મોડામ હાય, તુમારા નામ કયા?

ભાણકી—મુઆ નામ છાતે તુને શુ કામ છે? મારૂં તો નામ ભાણકી મુકેલું.

ફીરંગી—ભોણુકી મુકેલું! બોડા લોઆં ચોડા નામ હાયરે, વાહ (બટાકા મારી છાતી પર હાથ ફેરવી) તુમ બોડા અચ્છાવાલા મોડમ હાયરે.

ભાણકી—મછાણ ગીઓ હું બકે તે હમજ હોની પડતી મલે.

ફીરંગી—ચેંહ આપુણ બરાબર તુમકો સમજાયેગા, સોમજોરેઃ—

(કંઈ ચેતક લગાડી રાહ.)

ભાણુકી તુમકો ભાણુકી તુમકો આપુણ,
લે જાએગા તુમકુ ગોયાંકા મોડમ બનાએગા—ભાણુકી.
તુમજો નહી આતા તો આપુણ મોર જાતાં,
આરી તુમકો ગોવાંકી હાકુસ ખીલાએગા;
તુમકો દામણુકી લેડી બૅનાએગા—ભાણુકી.
જો સાદી બનાતા તો કયા મોસ્તી આતા,
હાંરે તુમકો કાજુકા દારૂ પીલાએગા;
તુમકો ગોયાંકા મોડમ બૅનાએગા—ભાણુકી.

ભાણુકી—મુઓ પાઘડી ફાટો, ખોટા જેવા ડોરા કાઢી જોયા કરતો હેચું, નાછવા દેરે મારા બાપ. (એટલું કહી ભાણુકી નાશી જાય છે.)

ફીરંગી—(રડતાં રડતાં) અંહંહંઅંઅંઅં અરે હાયરે ભૅાણુકી મોડમ ગોયારે ગોયા, હમારા લવલી મોડમ ગોયા. (નીટ કાંદતાં રડતાં લથડ પથડ કરતો બોલતો જાય છે. 'આપુણુ ઐસા સુરતી મોડમ કૅાબી નઈ દેખા.)

---

## જાહેર રસ્તો.

(મકન બજાર લઈ દાખલ થાય છે. અને પોતાની હાલત પર અફસોસ કરતો જણાય છે.)

મકન—અરે પરમેહર બાપ, મેં હું કીધા પાપ, કે મારે ગજવે મુઈકો કાપ ને નોકરીનોજ માઈરો છાપ, એથી કહેવતમાં છે કે દરજીનો દીકરો હીવે ત્યાં હુધી જીવે—અરે જીવે ત્યાં હુધી હીવે, તેમ છેલ્લે મછાણુમાં જાય તાં હુધી બચ્છ કામ કામ ને કામ, કાંથી મળે આરામ? વળી આજે ઓછામાં પુરી મારી હેહાણીની મ:ઘી આવેલી તે તીની બેનને કાપીને રાંધવાની છે—અરે બેન આવેલી તે મરઘીને કાપીને રાંધવાની છે—યહે થવાનુ ઓહે તીવારે, અરે બીજુ તો બધુ રીહું પણ મારી ભાણુકીનું કાગર આજે ત્રણ દહાડાનું આવેલું તીઓ ની વાંચેલું, જોઉ તો ખરો એ ધણી મુઇ હું લખે છે (હેઠળ બેસી ગજવામાંથી કાગળ કાઢી સરનામુ વાંચે છે.)

મારા હેલવંતા મકના તે તીના બાપા છોમલાના પોયરાને ઓલી ફુરતથી ભકભક કરતી ગાલ્લી જતી છે તીમા યઇને ઉમરગાંમ રહીને નારગોળમાં જઇને ફીરોઝ શેઠના ઘેરમાં પાછલે બારહો રાધણીમાના ચુલાહે

પુગે, તારી પહેલી ધણીઆણી માણકી પછીની બીજી વખતની ભાણકી તરફથી પુગે. (સરનામુ વાચતાં કંટાળીને)

મકન—આ તારા બાપનો બાપ મરે એ કાગરનું છરનામું કીધેલું કે જગન્નાથ જોઠીનો ટપકો ? હવે કેમ નીં આપુ એને ઠપકો ! અરે આગળ હતે તો મેલી દેતે (આગળીથી કાતરની ઇસારત કરી) એને ચપકો, પછી ભલે જોઇએ તો કરે છણકો, એ છરનામું એવું કરી મુએલી તો કાગર વાંચતાં તો હાતહે કાહાંની પડહે (કાગળ કાઢી વાંચે છે) ૭ વખત—બીરી નારગોળ બંધરીએ મહા ખુલછતામાં મારા હહરાના પોયરાને મારા ખુબ્યાના બાપાને મારા માટી થતા મકનાને માલમ થાય કે હુ, પોમ દીહે તુને મળવા આવવાની છું (ઓઢીઅન્સ તરફ જોઈ બોલે છે) એહ ! પોમ દીહે એટલે કાગર ત્રણ દહાડાનું આવેલું ત્યારે એ તો આજેજ આવી રહેવાની (કાગળ વાંચે છે.)

હું તારે હારૂ ખુરતી બોર અને તીખા તીખા તરેલા લેવટા ને તાડીના રોટલા હઉ લાવા. આપણે છાતે મળી મઝાહ કરી ખાશું. હવે તું મને ઘડી ઘડી મારીયા રખે કરતો ને હવે તું કેહને ત્યા ઘણી ચોરી કરવાનો લોભ રખે કરતો, પણ જો તાલ ફાવે તો એક હોજી હાડી તફડાવી બેરે કરી મુકજે. મારૂ લુગડું ફટી ગીએલુ છે ને પુણ્યા પટેલની નાતરીમાં જાવાની છે. તે પહેરી જાવા (કાગર ઘડી વારતાં કંટાળીને બોલે છે) હત તારા પરમેહરને હું કહું, એને કોઈ મયલુ ની તે મારી વેરે આવું બૈરૂ પેદા કીધું (એટલામાં મકનનો દોસ્ત છીબો બજાર લઈ આવે છે.)

છીબો—છાહેબજી.

મકન—છેકીન. (સેકહેન્ડ કરવા—હાથ લંબાવે છે છીબો ધ્યાન નથી આપતો.)

છીબો—છાહેબજી.

મકન—છેકીન (છીબો ધ્યાન નથી આપતો.)

છીબો—(હાથ પકડી ખેંચીને બોલે છે) છછરા લાવની છેકીન પાધરી કરેકેની ? કેમ હહરા મકના મઝેહ તરેહનો બેઠો તે પરવારી ગીએલો કે ?

મકન- થાકેલો જરાક બેઠો ભાઇ, અરે પરવાર તે કોહાથી મલે, આજે ત્રણ દહાડાનું ખુબ્યાની માયનું કાગર આવેલું તે વાંચવા બેઠેલો.

છીબો—(હસીને મકનાનો બરડો ઠોકતાં) ઓ વારી, તારી બૈરીતો ક્યારા આવી રીહેલી (આંગળી બતાવી) છડકના ચોરાબાહે રડતી બેઠેલી દેખું.

મકન—(અજબ થઇને) રડતી બૈઠેલી છે? ફીકર તેના બાપનું રડવા બેઠી.

છીબો—એ તો બૈરીની જાત માથે પડે ઇને કઇ ની જડે ત્યારે અમથી અમથી રડે નીતો ગરે હો પડે.

મકન—(ખુશાલ બની) જોઇએ તો રડે ને જોઇએતો હછે પણ મને તો ભાત્થુ ખાવાની મઝાહ પડે છે એ સલામત આવી પુગી એજ બછ છે (ટચાકડી ફોડી ખુશમાં આવી ગાયન ગાય છે.)

(રગ્ઘ બાછ એ રાહ)

**હા ભાણકી આવી ભાત્થુ લાવી, ખાવાની બહુ મઝાહ પડ છે,**
**આહા કેવી આવી લેવટા લાવી વળી કોઇ આવીને નડછે.**

કોરસ.

**રોટલો ચાંપતાં લેવરો ખાતાં રખેને કાંટો સોકાઈ જાય,**
**ભાણકી આવતાં ગરબડ થાતાં શેઠ રખેને બહુ છેડાય;**
**હછાવીને, ખેલાવીને, છેઠની છાત રહું છું હાલ,**
**કીધું જ્યારે એવું ત્યારે વરછ કાયડાં છારાબાર.**

છીબે:—કેમ કંઇ બહુ ખુછીમાં આવી ગીએલો?

મકન—ખુછીમાં નહી આવે? ગામનું ભાત્થુ કોને ની ગમે?

છીબો—બાઈ ભલે તારી ભાણકી હાથે ભાત્થુ ખાઇ મઝાહ કરજે પણ મને જરાક બજારનો હૅછાબ કરી આપ. તું જાણે તો ખરો કે હુતો ડાબે પગે ફારછી ને જમણે હાથે ઇગ્લીછ છીખેલો, ભાઇ હું વાત કહું, મારા વખ્તમાં ભાણો મહેતો હતો તે ભૂલો પડી બીમપોર ભાંગી ગયો ત્યાં તેના બોગ ફરી વળેલા તે ભમરડા જેવું ભગન્દર નીકળ્યું તે લાગલો બાછતે પુગી ગીએલો.

મકન—અરે તારા ભગન્દરનું છત્યાનાછ જાય બહુ ખોટું થીએલું.

છીબો—વળી તેની જગાએ પાડયો મહેતો આઇવો, તેને પોરબંદરના પપૈટા જેવું પાઠું નીકયરૂં તે પઢંરપુર જઇને પહોંતો થઈ ગયેલો.

મકન—(મસ્તક પર હાથ માડી) અરેરે ગરીબ બસારો પાંડયો.

છીબો—વળી પાંડયાની જગાએ માહીમથી મગન મહેતો આયવો

તે મજબુત માથે પછડો તીને મછાની ડાકટરે મુંબઈ મતાર પાંખડીએ મોકલી આયપો.

મકન—શું થીયું છછરા, માહીમ ને મગન ને માંદો ને મંબઈ મતાર પાંખડીએ તારા બધા એમ. મ. ક્યારે પુરા થવાના?

છીબો—છાંભળજનો ખરો. તે મંબઈમાં તીને જેમ તેમ માર્ચ મહીનો કાહીરો ને બે મહીનામાં મરકીની ગાંઠ નીકળી તે મંગળવારે મધરાતે મરી ગીઓ એટલે હું તો મકઈ બુઠ્ઠા જેવો રહી ગીએલો, પછી છીખવાનું માડી વાયરૂં.

મકન—બહુ હારૂ થીયુરે, માડી વાઈરૂતો, ની તો તું હીખવા જતે તો કોણ જાણે કેટલાક માછતરો એમ બધે રવડી રઝળી મરી જતે.

છીબો—ચાલ ભાઈ વેકની તો વખત થઈ ગીઓ મારી બાઈ બુમ પાડહે.

મકન—અરે બેહરે બેહ, એ બુમ પાડીને જાવાની કહાં? આખર કરીને આપણાજ કાલાવાલા કરતી આવહે એમ તો હું તાડીના માંડવા ભણી હેરીયું લેઉં તો મારી બાઈ વાટજ જોયા કરે, ઘણું થાય તો ગાર દીએ તેથી શું મકનો બીએ? છટ, વારૂં હવે તારો હછાબ હું છે લાવ જોઉ કરી લાખું.

છીબો—જોની ભાઇ ત્રણ આને પાયલી હાક લાઇવો ને ત્રણ ઢબુએ રતલ મીઠું લાઇવો ને છે તે કરીને અઢી ઢબુના અરઘો ફેરો અડ્ખરા લીધાં.

મકન—તીમાંજ તું અડ્ખરો રહી ગીઓ, જો ત્યારે જાણે ત્રણને ત્રણ છ થાયા.

છીબો—પણ છ હું થીઆ, આના થાયા કે પૈહા થીઆ? એતો ભાય બહુ માથા ફુટ પડે, એની બધી વયદી કાઢીને છરવાળો કરવાનો તે એમ ઉતાવળે ની કરાય, બે પાંચ કલાક જાય ની તો છ પાંચ દહાડા હો થાય?

છીબો—તારાથી શું રડાય? જો વઈદી ન કઢય તો હરવાલો કેમ થાય?

મકન—મર મુઆ અપ્પટ, છોડ વૈદી વયદી કૈયદીની ખાલી ખટપટ, હું તને એમજ હરવાળો કરી આપું. (આંગળાં ઉપર ગણે છે) ત્રણ ને ત્રણ એક બે ને ત્રણ ચાર પાંચને છ, ત્યારે જાણે છગડોયાનો છ તીની વયદી આવી છ, એ બધું છ છને છજ આવીયા કરવાનું.

છીબો—મને જાણે બજાર લાવવા આઠ આના આપેલા ત્યારે છ કેમ આવે, હંદા મળી આઠ આવવા જોઇએ કેની?

મકન—(જરા વિચાર કરીને) હંઅ હમયજો હમયજો, હવે હંદી

ખટપટ જવા દે એ હીછાબ એમ ની મલવાનો ને ઘડી ઘડી હીછાબ કયો બાપ કરવાનો, તું તારી છેઠાણીને એમ કહેજે કે હાક મીઠું ને અડુખરાં લીધાં એટલામાં પૈહા પડી ગીઆ તે જરતા ની મલે.

છીબો—(ખુશ બની) અરે વાહરે મકના તુતો જબરો હુછીઆર ખબરદાર નીકઇરો ખરો, તું તારા બ.પનો બેટો ખાછી તાલ જમાવી.

મકન—હા પણ ઘડી ઘડી એમ રખે કરતો. હંઅ મહીનામાં બે વખત પૈહા પડી જહે તો ચાલહે, નીતો એમ રોજ પૈહા પડયા કરહે તો તારો ટોટો ઘરહે ને તું મછાનનો રસ્તો પકડહે.

છીબો—અરે હુ એમ પુછુંકે કે આજે વાર છું થાયેલો.

મકન—અ, આજે વાર તોઓ તુ બોલની જોઉ ગીઇ કાલે છુ વાર થઇ ગએલો.

છીબો—તારૂં છત્યાનાછ જાય તુજ બોલની જોઉ આવતી કાલે છુ વાર થવાનો ?

મકન—ભાઇ વારનું તને છું કામ છે

છીબો—બાઈ બહુ મોટુ કામ છે જોની આજે એક તુને વાત કહે-વાનો છે કોઇ આગળ બોલતો રખે હંઅ.

મકન—કહી લાખ. ની બોલું, ની બોલું, આ મારાં મોહાનુ તાળુ નીંહ ખોલુ.

છીબો—(વિચાર કરીને) કેહુ કે ની કેહું ? કહી લાખવા દે, ની તો ઉંઘ ની આવહે. (મકનના કાન આગળ મેહું ધરી) જો છીવ જાય તો બોલતો રખે, કાલે હું મારી અદરાઇલીને ઘેરે જવાનો છે, તે ત્યાં કઇ વાત છું કરા તે જરા છીખવની ? તું છાત છાત બૈરીનો માટી એટલે હંન્દુ જાણે.

મકન—જોની ભાઇ તું એક નંબરનો ગધેડો અપ્પટ છે તેથી હુ એ ખટપટમાં ઊતરૂ તો બીજા નંબરનો ગધેડો બનું, વાછતે જો તુ હાહરે જાય તીવારે મોઢુ ચપ્પટ ના રાખતો બછ તારે એટલુંજ કરવાનું કે દીલમાં ખુરાઇ, મોઢે ભટાઇ ને ગજવામાં મીઠાઇ લઇને જવાનું.

છીબો—મીઠાઇ ની મલી તો ચણા ચાલહે કે ?

મકન—ચણા હઉ ચાલહે પણ વહેલો વરેણા વાવહે તેનું કેમ !

છીબો—તારે રાખ્યે જેમનુ તેમ ચટાઈ પર બેહીને ભટાઇ હાંકીને મીઠાઈ ચાખીને મઝાહ કરછ, લે ચાલ હવે બહુ વખત થઇ ગીએલો.

(મેઉ જણા જવા કરે છે એટલામાં ભાણુકી અંદરથી બુમ મારી મકનને બોલાવે છે)

ભાણુકી—ઓ બુઆના બાપા, ઉભો રહેજેરે એ ઉભો રહેજે એ.

(છીબો ચાલી જાય છે મકન ઉભો રહે છે. ભાણુકી દુ:ખી દીલે દાખલ થાય છે)

મકન—(ભાણુકીને જોઇ ખુશ થઇ) વાહરે મારી ભાણુકી કેવી લાગે લાડકી? (અજબ થઇ, એહે તું રડેલી જેવી કેમ ?

ભાણુકી—(પોતાના હાંડકાં દાખી ગમગીન બની) પડી ગએલી તેમ.

મકન—(નીરાસ સાથે ગુસ્સે બની) ત્યારે ભાત્યુ નીં લાવી કે?

ભાણુકી—તે છું કરૂં ? મારાં હાડકાં પાછરાં ભાંગી ગીઆં, મુઆ પેલા છંકટા કીરીછતાને આંટી મારી પાડી નાખી, તે આખા ભાત્યાંની કચરી કચરી થઈ ગઈ, લે છાભળ હવે (ભાણુકી ગાય છે.)

(મોક્ષ બહન કા કારણ-એ રાહ)

છગન કીધા મારી છાણુએ ને કુરતથી મને કાઢીજી,
બિલાડો મુઓ કુંઇરો તેમા મોહકાન વાલીજી—છગન.

મકન—પછી.

ભાણુકી—

છાકટ મુઆએ ઘેરી લઇ મને ભંડાર વાડામાં પાડીજી,
બોરની ટોપલી ગબડાવીને લેવટાની મોહકાન વાળીજી—છગન.

મકન—પછી ?

કમ્મર મારી લુલી કરીને ભાત્યાની જાતની રાખીજી,
મકના તારી મોહકાનથી હાડકાંની થઇ ખરાબીજી—છગન.

મકન—બોર હઉ પડી ગએલાં કે?

ભાણુકી—અઉવે.

મકન—પેલા તીખા તીખા લેવટા હઉ નાખી આવેલી કે?

ભાણુકી—અઉએ.

મકન—અરે તારો બાપ મરે તારો, બધું જ અઉવે અઉવે કરી મરે તે છછરી આંધરી ઉતી શુ કે તે કીરીછતાન તારા ઉપર પડડો.

ભાણુકી—તે ની પડડો, આટોં મારી આટીં.

મકન—(મોઢાંના ચાળા કરી) આટી મારી આંટી (દાંત પીસીને) મરે તારો માટી, તુ બહુ ગએલી છે ફાટી, દુરરે ગંધાય બધી ખાટી, એ તું પડી ગઇ ત્યાંજ મરી જતે તો મને એટલો હંતાપ ની થતે (છાતી કુટીને) હાય હાયરે મારા ભાત્યા (દાંત પીસીને) એવું થાય કે તોડી લાખું તારાં દાત્યાં, ઓયરે મારાં બોર ને હોયરે મારો રોટલો, એવું થાય કે તારો પીખી લાખું ચોટલો.

( મારી આશાની દોરી એ રાહ. )

મારી આશાનું કીધુ તુએ ભંગાણ,
અરે ભંગાણ ભંગાણ ભંગાણ—મારી.
સુરતથી આવી લેવટા ની લાવી,
વાળી છું તુએ એ ધોહકાણ—મારી.
લેવટા જો ખાતે તો છરગમાં જાતે,
દરકાર વગરની છે કુવડ જાંણુ—મારી.

ભાણકી—(મોટે અવાજે રડીને) બઇરી મરે તીની બલ ફીકર, બઇ ભાત્યુ જોઇએ મુઓ પાઘડી ફાટો.

મકન—(દાંત પીસીને) અરે કરી લાખુ તારો લછન આટો, ચુપરે લાસું ન બોલ, નરૂ જાણે ફાટું ઢોલ, બધુ ખાઇ ખાઇને ભાણા પટેલની ભેંછ હરખી થઇ રીહેલી છે.

ભાણકી—મુઆ તારા બાપને ત્યાંનું ખવાડતો ઓછે, મારી મા વાલની દાર ને રોટલો આપે તેમાં હઉ ભાગ્યો થઇને ભુખી રાખે.

મકન—(બરાડ મારી) ચુપ રહે પુરયા પટેલની પાડી ને જ્યાં જાઇ તાં આડી. (ભાણકીને મારે છે)

( રોયા તાડી દાદી—એ રાહ. )

ભાણકી—મુઆ રોજ ને રોજ મારી મારો દમડો કાઢે,
કમર મારી લુલી કરીને બઇડો તુ ફાડે—મુઆ.
મકન—ચુપ રહે નીતો તારો કરછ આટો લછન,
એક બોલ જો વધુ બોલી તો હયાં છ બંદો મકન—મુઆ.
ભાણકી—દારૂ ઢીચીને મુઓ આવેને ધુમ મલીદો આપે,
કોઇ પરમેછરનો લાલ મળે તો તારી ગરદન કાપે—મુઆ.

મકન—(માર મારતાં)

બોલ હવે તુ કહે શું છછરી ઝાઝી કરે જો વાત,
કુટી લાખી તુને હું ને મારી લાતપર લાત—મુઆ.

ભાણુકી—નહી બોલુરે નહી બોલું જવાદે તુ મને,
હવે મારી માને ત્યાં જઇ રહેવા બહુ ગમે—મુઆ.

(છેલ્લી કડી ગાંતાં ભાણુકી રડતી રડતી ઝડપથી ચાલી જાય છે.)

મકન—ગઇ છછરી ચાલી ગઇ ઇછપેછયલ ત્રેન જેવી ફાછ નીકલી ગઇ. (ઓડીઅન્સ તરફ જોઇને) અરે યારો શું હછો, નો હછો, મારા કલેજામાં હોર પડે, મારા આતરડાં વળ ખાઇને તુટી પડે (ઉંચે જોઇને) અરે પરમેહર, આજે મારી આગલી બઇરી માણુકી યાદ આવે, હાય હાય માણુકી, હુ શું જાણું કે ભાણુકીની તોફ ઓલવી દુઃખમાં પડા? હવે જોઉ જાનકો માટે વિચાર કરા!

દોહરો.

માણુકીને છોડી ગયો ભાણુકી પર લોભાઇ,
ભાણુકી તો એવી મળી કે માણુકી ગઇ વિછરાઇ.

(મોઢા પર હાથ ઢાંકી નીચુ જોતો ઉભો રહે છે.)

(પડદો પડે છે, ત્યાર બાદ ફરીને બાહેર આવે છે. બીજી તરફથી હીરજી આવે છે.)

હીરજી—અરે તું વારની વાત થઇ હું કરે? કામનું ઠેકાણું ની મલે, શેરીઆરને તો કામ છે. સામન હઉ નુછવાનો પડી રહ્યો.

મકન—મકનો હું મરહે કે માદો પડહે? નીરે બાપા મારાથી ની બનહે. ઉંતો ફેરા આંટી પર રહેલો, મારાથી એવડું કામ ની થાયજો.

હીરજી—ત્યારનો હું બુમ્મા કરે, બજાર લાઇવો કેની? એ રડતું શું કોણ? હાનું ગોઝમાર? ગરબડ કેથી?

મકન—હીજા છેટ, શું થાયું, ઉંદું હાતેજ પુછી મરો તે કયા જવાબનો છવાલ આલું?

હીરજી—બજાર લાઇવો કે?

મકનઃ—ઉંહું, નીઇ. (રડે છે)

હીરજીઃ—ત્યારનો હું કરે?

મકનઃ—ફૂડ ચટક.

હીરજીઃ—એ રડતું શું કોણ ?

મકનઃ—ભાણુકી.

હીરજીઃ—અધુ ગોંધયારૂં હાંનુ થતું ઉતું ?

મકનઃ—મારી બર્ઈરીની મારા મારીનું.

હીરજીઃ—તેની એટલી બધી મરબડ કેવી ?

મકનઃ—માટીએ બઇરીને મારી તેવી. ઈજા હેટ ઇતો એમ છે કે બે વાછણુ હોય તે ખખડે ને બે મનીખ હોય તો એકમેક ઉપર ગબડે, હઉવે.

હીરજીઃ—એ બધી લાહેરી છોડીને હીધો પાધરો બકી મર.

મકનઃ—હાયરે મારી બોરની ટોપલી. (રડે છે)

હીરજીઃ—હું થયું કોણ મરી ગયું.

મકનઃ—અં'હંહ (રડતાં) ની તરેલા લેવટા.

હીરજીઃ—હું કોઇએ તને માર્યો ?

મકનઃ—ઉંહું ભાત્યાની ટોપલી.

હીરજીઃ—અરે પણ હું થયું તે બહીં મરની ?

મકનઃ—જુઓની ઈજો હેટ, વાત ઈમ થયેલી કે મારી બાયડો થતી ભાણુકી છુરત આવેલી.

હીરજીઃ—વારૂં પછી ?

મકનઃ—પછી તો ઠેછણુ કણુથી આવતાં રછતા કણ પડી ગયેલી, થાયું એમ કે છછરીનો કરીછતાન છાટકો છાહેબડો પડેલો તીની ઉપર ઉપર ભાણુકી પડેલી, ને બધું છુંદી માહરૂં, અઉવે. હાયરે મારી બોરની ટોપલી, ઓહરે મારા તરેલા લેવટા હાય, હાય, મારા તાડીના રોટલા.

હીરજી—પણ તારી ભાણુકીને તો ઝાઝું નથી વાગું કેની ?

મકન—તેને તો ઝાઝું ની વાગેલું પણ ભાત્યાનું છત્યાનાછ પામેલું, તે લઈ કરીને છછરીની મેંજ જરા કમર બેવડી કરેલી—અઉવે.

હીરજી—તારૂ સત્યાનાશ જાય, બઇરીને મારવામાં તમારા લોકો જબરા.

મકન—મારૂં નીતો છું એની પૂંજા કરૂં ? મારો હરખ બધો મટોડામાં મેલવી લાઇખો.

હીરજી—તારૂં એટલું બધું તે હું નુકશાન કીધું જે ?

મકનઃ—અરે ભાત્યાની ટોપલીનું છત્યાનાછ વારી લાઇખું, બોરની

ટોપલી તો જાણે દુન્યામાં ઉતીજ ની તેવી કરી લાખી, લેવટાનું છઉ બધું નખોદ વારી લાઇખું.

હીરજી—લે જા હવે, મારા માટે જરા તીખી ચાહ તૈયાર રાખજે.

મકન—(બાજુએ) ખાય થે ડુજ તે વરી પેટમાં ચુકો બુમો કાયદો ઓહે. આ ચાયલો ધજ્જા હેટ. (મકન જાય છે તેની પાછલ હીરજી જાય છે. પડદો ખસે છે.)

[ ૧૫ મીનીટ વીસામો. ]

## એક ધંધા વનાના પારસી વીરજીના ઘરનો દેખાવ.

[પાણીનું માટલુ, ખુરસી, કેલંડર, કપડાં ઓળવવા, વીરજી વીચારસીલ બેઠેલો જણાય છે. પછી અફસોસ કરી બોલે છે.]

વીરજી—(માથુ કુટી) અફસોસ સદહજાર અફસોસ. આપણી કીર્તીવંત કોમમાં બેકારીનો બાકુ કેવી કંગાલ્યત લાવી રહ્યો છે. વળી તેમાં આપણા પારસી શેઠીઆઓ પોતાના બાપદાદાની ખરા હકની ગંજાવર મીલ્કતના ચણા દારીઆ કરતા જાય છે. આહ! તે કેવી ધીકતી મીલો અને જંગી કારખાનાઓ આજે પરકોમના હાથમાં જઇ બેઠાં છે તેથી ગરીબ પારસીઓનો ભારે મરો થાય છે. આજે ત્રણ ત્રણ વરસ થયા નોકરી માટે હું ટવળાત કરી રહ્યો છું.

(વીરજીની ધણીયાણી વીલ્લુ વીચ્છણુ આવે છે.)

વિલ્લુ—(બન્ને હાથના કડા મોડી) અરે ધરી પડ મુઆ તું માટીનો થાતો, બાંગડી પહેરીને ઘેરમાંજ કાંઈ નહી અગડી રહેતો.

વીરજી—(કગળીને) જો વ્હાલી વીલ્લુ, હું મારાથી બનતું બધું કરી ચુકયો છું, પણ કીસ્મત યારી આપતું નથી. હવે તું શું મને ખુન કરવા કહેછ યા કોઈનું ઘર ફાઠી પૈસા લાઉં, પછી જેલમાં જાઉં?

વીલ્લુ—જહાનમમાં જા પણ પૈસા લાવ, ત્યારે શું હું ભૂખી મરૂં? તારા હાથ પગ ખાઉં કે? મરેરે મુઆ ને બસે પડી, મેં કશું સુખ જોયું નથી (રડે છે)

વીરજી—અરે વીલ્લુ એ શું તું જુલમાત લઇ બેઠી છે? એક ધણીઆણીએ તો ધણીના દુઃખમાં ભાગ લઇ સારા સખારાના સખુનો સમજાવવા

જોઇએ, મેં તને મારા સારા વખતમાં કેવા ઉત્તમ સુખમાં રાખી તારો દરેક પડતો બોલ ઉપાડી લીધો, તે તું કેમ ભુલી જાય છે?

વીલ્લુ—હા હું ગામમાં ઢોલ વગાડી જણાઉં કે મારા વરે મને સુખમાં રાખી.

વીરજી—નહી નહી, હું તને ઢોલ તાસા નથી વગાડવા કહેતો, પણ મહેરબાની કરી તું છેક નગુણી ના બન.

વીલ્લુ—મુઓ કોણુ જાણે કઇ અમરસી આઇ બાઇને મઝાહ કરાવેચ અને મને ગુણુના ગાયન ગાવા કહેછ.

વીરજી—અફસોસ આ હું શું સમજું છું? ઓ ખુદા હું આપઘાત જેવા અજીમ ગુન્હામાં પડવા નથી માંગતો.

વીલ્લુ—મુઓ બાયલો મરવા માટે બીહેચ તેથી અજીમ ગુન્હા તુંને નડે છે, મઝેનો છલાછલ ભરેલો કુવો હોય તેમાં કાંય નહી પડતો, કે તારા અજીમ ગુન્હા ધોવાઇ જાય.

વીરજી—જો વીલ્લું હવે ઘણું અતેરૂ થાયચ. તું બીજા બેકાર ગરીબોનો દાખલો લે, તેઓ પોતાની મુફલેસીમાં કેવા હળીમળી સંપથી પોતાના સંસારનું ગાડું ગબડાવે છે; કસી ફર્યાદનો તુકારો વટીક બાહેર માલુમ પડવા દેતા નથી.

વીલ્લુ—મુઆ જોતો નથી કે પાસેના પેસ્તનજીએ પીરોજબાઇને પાનના વેલાની ભરેલી પાજ લઇ આપી, વળી ઉપર કસ્બી કોર તો એવી કે સોડ લેતાંજ સોભી રહે.

વીરજી—બસ બસ, હવે તારી સાથે વાત કરવામાં પણ કંઇ સાર નથી, ઓ ખુદા એવી કોકટ બૈરી કરતાં ભવ લગી કુંવારોજ રાખજે, પણ દુશ્મનનેબી એવી બૈરી આપતો ના (મસ્તક કુટી ચાલી જાય છે.)

વીલ્લું—પેટ બરીના જણ્યાએ શું ધતીંગ માડયાચ, હવે ફ્ફ્ડી ચટકીને બે દિવસ ભુખો રહેશે. હયાં કચા ખાસડાને દરકાર પડીચ? મુવાની તેટલી વેઠ કરવાની ઓછી થશે (કોઇના પગલાનો અવાજ સમજાયચ એટલામાં પંડોલણુ પીલી દાખલ થાય છે) આવો પીલીબાઇ!

પીલી—હું સમજી બરાબર બોલી વીલ્લુ માય, એ મુઆઓ તો એમજ ઠેકાણે આવે. બસ એક બોલ્યો કે આપણે દસ બોલ બોલ્યે, અને આડા અવળા સત્તર જવાબ આપી ઉભાં રહીએ.

વીલ્લુ—હારે હું કંઇ ખોટ ખોટ છું કે? મને કંઇ કહેવું પડે એમ નથી.

પીલી—અરે વીલ્લુ, મકુજે તું પેલા જગન જોશીને ત્યાં ગએલી કે?

વીલ્લુ—હારે તેણે મને દોરો માંદરીયું બનાવી આપ્યું અને દર શનીવારે હનુમાનને તેલ ચઢાવવા કહ્યું. મુઓ દોઢ મહીનો થયો દોઢેક મણ તેલ થયું હશે પણ દન પર દન તાલો વધુંજ બીગડતો જાયચ, મુઆ જગને કહ્યું કે વીરજી તારો ગુલામ થઇ રહેશે.

પીલી—એ તો માય આસ્તે આસ્તે થશે, એમ વખત કવખતે ગુરૂજીને ગાળ નહી દઇએ.

વીલ્લુ—ગાળ નહી દેઉ તો શું? એ એ ભસ્તેગીઆની પુજા કરૂં? તારા કહેવાથા છેલ્લે મેં મારી આદરણીની વીંટી વેચી મુઆની ભામ ભરી.

પીલી—પણ એટલા દિવસમાં એના સ્વભાવમાં કંઇ ફેર પડયો કે નહી?

વીલ્લુ—શું ફેર પડે પત્થર! મુઓ જ્યારે ત્યારે વાયજી લઇ બેસે કે જુદ ન વહુજાં ખોટા છે, ભુતમ ધાતમ આપણા બુલંદ ધર્મમાં છેજ નહી.

પીલી—વાયજીના કરતાને મોઢે ધુળ, એ તો માય નદી પછવાડે ઓવારો હાય, અરે એ જગન્નાથ બાવાએ તો કઇક બાઇઓને સુખી કીધા, એ તો ગરીબોના માબાપ છે. મનેબી એ મહાન ગુરૂજીએ ધણીનું ધ્યાન બાંધી રાખ્યા. (શેરીઆર દોલી અને વીરજી છુપા રહી વાત સમજે છે.)

વીલ્લુ—પણ એ મારા હાથનો ધરતો મુઓ ગુલામને બદલે બાદશાહ બનો બેઠ.

પીલી—કઇ ગાંડી? એ ગમે એવો બાદશાહ બને તો આપણને એક્કો બનતાં કેટલા વાર?

વીલ્લુ—પણ અજ અગાઉથી એક્કો બની બેઠો તો?

પીલી—આપણે પાછળથી નોકર બની એની મુઆની ખોપરી ફાડી નાંખવી

વીલ્લુ—મુઆ જગનનો હાથ ધર્યો ત્યારથી ધરમાં વધુજ કંકાસ ભરપા થયા.

પીલી—તું ગભરા ના, એ મંગલવારે પાટલો માંડી બેસશે ત્યારે આપણે બધોજ ખુલાશો પુછીશું, તું થોડા રૂપીયા ને એક નારીએળ સાથે લેજે.

વીલ્લુ—હા, હવે તું જા નહી તો મારા સપર પુરા સપરસજી આવશે તો રૈખરૂં જગાવશે આવ તને પાછલે રસ્તેથી વિદાય કરૂં.

(વીલુ અને પીલી જાય છે)

વીરજી—સમજ્યા કે મારી ફલકસુરનું દાસ્તાન ?

શેરીઆર—સમજ્યો બા, હું એ બધું કચવાટ અને ધિક્કાર સાથેજ સમજ્યો, અફસોસ પેલા કહેવાતા સુધારાવાળાઓ આવા ધતીંગો તરફ ધિક્કાર અને અણગમો બતાવે છે. વળી હજાર ઘણું બોલી બાકાં ફુંકે છે પણ આજ સુધી કોઈપણ ઇસમ ઘટતુ કરી શકયો નથી.

વીરજી—સાહેબ એક તો બેકારીનો બાહુ નડે, તેમાં કરકસરની સાફ કોતાઇ અને વળી દરદાગીના વેચી એ કમઅક્કલ ઓરતો એવા ધુતારાઓનુ ઘર ભરે છે.

દોલી—અફસોસ અમારી ભોળી બ્હેનોને શુ સુઝ પડતુ હશે કે પોતાના પ્યારા પવિત્ર મઝહબને તજી, પારકા ધર્મ સાથ ફેફટમાં ફાંફાં મારી, બંન્ને ધર્મનું અપમાન કરે છે:—સાંભળો,

( ગાય છે. )

(પ્રીત કરવી છે સહેલ ઘણી એ રાહ.)

**એ સ્વધર્મ પર યકીન રાખીને સાબુત લગાડો દીલ,**
**અહૈરામ યઝદની ફતેહ ચાહો તો, ટાળશે તે મુશ્કીલ—એ સ્વધર્મ.**
**પરધર્મની માનતા સુનતાથી, દુઃખ વેઠવું પડશે,**
**માઝવાણીના કલામ ભણશો તો, રહેશે ચોખ્ખુ દિલ—એ સ્વધર્મ.**
**સરોસ યઝદની પનાહ ચાહીને, સત્ય વચન બોલશે,**
**ભવસાગર તે પાર તરસે, ને સુખ કરસે હાંસીલ—એ સ્વધર્મ.**

શહેરયાર—એ કંઇ જેવી તેવી અને લઇ ચલાવવા જેવી બાબત નથી, એ માટે તો હવે મજબુત હાથે કામ લેવું જોઇએ. વીરજીભાઈ તમે ધીરજ રાખજો અને એ બાબદનો સહેજ પણ સંસારો તમારા ધણીઆણીને જણાવતા ના, ખુદાનું ચાહવુ હશે તો એવા જુદિદનને, વહેમી પારસી જેવી કેળવાયલી કોમમાંથી હું નાબુદ કરીશ.

વીરજી—પણ ધ્યાન રાખજો હંઅ, મંગળવારે પેલો પાટલો માંડવાનો છે.

શહેરયાર—હા અને તેજ દિવસે આપણે એનો પાટલો ફેડવાનો છે તમે થોડા દિવસ વધુ ધીરજ રાખજો, ઉતાવળાઇને કામ બીગાડતા ના.

વીરજી—ફીકર નહી એવા દસ મંગળવાર સુધી ધીરજ રાખસ, પણ તમે બરાબર સાહુચેતીથી કામ લેજો, એતો એમ થવું જોઇએકે કોમની મહેનત નહી જાય અને જીદ્દીન વહેળાં નાબુદ થાય. (કોઇનાં પગલાં સંભળાય છે)

શહેરયાર—હંમ અખાડા કરો વિલ્લુબાઇ સામેથી આવે છે.

વિલ્લુ—(જરા તોરમાંજ) શહેરયારને આવકાર આપે છે.)
આવો બા.

શહેરયાર—હાજી કેમ છેઓ વીલ્લુ બાઇ ?

વીલ્લુ—(કપ્પાળ કુટી) કેમ છે પુછોછ? મુવા હાથના ધરતાનો રદન પાટલોજ પુરો નહી થતો.

શહેરયાર—ફીકર નહી વીલ્લુબાઇ એતો હોય, સુખ પાછળ દુઃખ, દુઃખ પાછળ સુખ ચાલતુંજ આવે છે. મેં હમણા વીરજીને રૂપીઆ પચાસની નોટ આપી છે તેમાંથી હાલ તુરત જોઇતું કરતું ખરીદી લાવજો વળી ખુદાની બક્ષેશથી એવણ માટે નોકરીબી તૈયાર છે, મહીને ૧૦૦ રૂપીઆ મલશે.

વીરજી—ઉપકાર થયો સાહેબ.

વીલ્લુ—અરે હારે ઉપકાર તે કંઇ જેવો તેવો કે? પણ જી ભરૂં તમે પેલી નોટ કાં મુકો, તે લાવો મરૂં.

વીરજી—(ડોળા કાઢી) જરા ધીરી તો પડ, પછી ઘોડે ચઢ, વળી એક દિવસમાંજ પચાસ રૂપીઆનો દાર વાટલો કરી બેસસે.

શેરીયાર—જુઓ બા, જે ઘરમાં ગરીબી હોય ત્યાં કરકસર નહી હોય તો પછી સદાની મુશ્કેલી ચીટકી બેસે છે. હું જોતો આવ્યો છું કે મોટે ભાગે હાલનાં મધ્યમ વર્ગનાં પારસીઓ કરકસર જેવી સોનેરી ચીજ સમજતાંજ નથી. બસ તેઓમાં આવક કરતાં ખરચ વધુ રાખવાનો રવઇયો પડી ગયો છે. (વીલ્લુ ડોળા કાઢી બન્નેના કોઠાં જુએ છે)

વીરજી—સાહેબ તમારૂં કહેવું રાસ્ત છે, એક જરદાર પોતાને પેસ પડતો ગમે એમ ખરચ કરી શકે તો તેને કશી હાણી પુગતી નથી, પણ તે જરદારને જોઈ બાપડો ઘરબાર વીનાનો ગરીબ ખોટો ખરચ કરે તો તે નીભી કેમ શકે?

શેરીયાર—અલબત, મધ્યમ વર્ગે દેખાદેખીનો ખોટો ખરચ નાબુદ

કરવોજ જોઇએ, તોજ તે પારકા આગળ હાથ ઓળવાની શરમમાંથી બચી શકે છે.

વીરજી—(વીલ્લુ તરફ હાથ બતાવી) સાહેબ એને જરા એમ સમજાવો કે કસર કરી બચાવેલી રકમ અડીભીડીએ સોનાનાં મુલની થઇ પડે છે.

શેરયાર—ડાહયાં વીલ્લુબાઇને એ સમજાવવું પડે એમ નથી, એવણ સારી રવેસે જાણે છે કે ધણીધણયાણીએ સુલેહ સંપ સાથે રહી હળી મળીને ઘટતી કસર સાથેજ ગાડું ગબડાવવું ઘટે છે. જ્યાં સુલેહ સંપ હોય ત્યાંજ આલા દરજાનું સુખ પ્રાપ્ત થાય છે.

(ગાયન ગાય છે, તે વખતે વીલ્લુ અને વીરજી હાથના ચાલા કરી મરાંતા દીસે છે.)

(હું તો ગામડેની ગોરી-એ રાહ)

શેરયાર—હોય ઘર રાખુ જેની નારીરે, કે હોય ઘર રાખુ જેની નારી,
વરસે આશીશ તે ઘર પર જયાં સલાહ સંપ ભારી—હોય.
લીએ ભાગ જે નારી પતીના સુખ દુઃખમાં જાણ;
કહેણ સર રહીને લીયે કસરથી કામ;
મળે તેમા મોટી આબરૂ ઇજજત ને માન,
કરે જે પતીની તાબેદારી રે કે કરે જે પતીની તાબેદારી—વરસે.
ત્રન દોલતની નહી રાખે જે દરકાર,
ઘરની સુકી રોટી પર નીભાવે જે સંસાર,
માને ભરથારની સેવામાં ખરૂં સુખજ નામ;
એમાં છે ઉત્તમ સુખ ભારીરે કે એમાં છે ઉત્તમ સુખ ભારીરે—વરસે.

વીલ્લુ—એ બધું બરાબર છે, પણ હું સુખ ચેનમાં રહેલી તે મારાથી સુકી રોટીપરતો નહી રહેવાયજો.

શેરયાર—બહેન વખતને આધીન થઇ બધું કરવું પડે, તો પણ હું તમારા માટે બનતુ કરસ; મારા મહેરબાન શેઠની દોલતે મેં ઘણા કંગાલ જરથોસ્તીઓના દુઃખો ટાળ્યાં છે, પરંતુ તમે એટલું તો ધ્યાનમાં રાખજો કે દુન્યામાં બધાજ શ્રીમંત બને તો પછી દુન્યાનો કારોબાર ચાલી શકેજ નહી, માટે તે રહેમી બાપ જે હાલતમાં રાખે તે હાલતમાં રહી સંતોષ માનવો.

વીરજી—સાહેબ મારી વીલ્લુ તમારા નસીહત રૂપી ગાણાં મુજબ ચાલે તો અલબત હમો એક દોલતમંદ અમીર કરતાં પણ લાખ દરજજે સુખી બન્યે.

વીલ્લુ—(કંટાળીને) ચાલો હવે ઘણું પટપટ કીધેલું સારૂ નહી લાગે, જોઈશું, વખત વારે સહુ થઈ રહેશે અને તે તમારી લાયકી ખુબી પર આધાર રહેશે.

શેરીયાર—હવે હું રજા લઉ છું, સાહેબજી.

(શેરીયાર જવા કરે છે તેને રોકી)

વીરજી—મહેરબાન શેઠ તમારી કટોકટ વેળાની મદદ માટે ઉપકાર માનું છું અને જરા પેલી બાબત ધ્યાનમાં રાખજો.

શેરીઆર—કંઇ બાબદ ?

વીરજી—શેરીયારના કાન પર પડી, મંગલવારનો પાટલો !

શેરીયાર—વીરજીભાઇ એ બાબદ મારાથી ભુલાય એમ નથી.

(શેરીયાર જાય છે, ફીરોઝ દાખલ થાય છે)

વીરજી—(ફીરોઝને જોતાં) વળી એ શયતાન કાંથી નડવા આવ્યો ?

ફીરોઝ—કેમ વીરજી મેં તને પેલી બાબદ કહી તેનો શું વીચાર કીધો ?

વીરજી—( તુચ્છકારથી ) આસમાનને જમીન એક થાય તો પણ નહી બનશે.

ફીરોઝ—(વીલ્લુને) જોયા કે તમારા વરના સકાર લક્ષ્મી ચાંદલો કરવા આવી ત્યારે કપાળ ધોવા ઉમરગામની ખાડી ઉપર જવા નીકળ્યો.

વીલ્લુ—કાય ઘરમાં પાણી નથી શું ? અરે બા એનામાંજ અક્કલ બરી હતે તો આજે મારી દુશ્મન શુ કામ સંતાપ કરીને મરતે ? તે લક્ષ્મી-બાઇને કહો કે મારાંજ ગોરા કપાળ પર ચાંદલો કરે.

ફીરોઝ—પણ તારો વર કામ કરે ત્યારે કેની, આજે હજાર રૂપીયા થોડા થયા, આજે એની જગાએ બીજો હોય તો એક બોલમાં કુદી પડે.

વીલ્લ—ઓ વાય એ મુવાને સકે ખાતાં ગોસાંઇ નડે ! વહેરે તો પંદર પાટયાં પડે, કાંય નહી કામ કરે ? (વીરજી વીલ્લુ પર ડોળા કાઢે છે.) લખોટા જેવા ડોળા શાનો કાઢેછ ? મુઆ મુરખા હજાર રૂપીઆ લબ્બે કરની કે વળી કંઇ દર દાગીનાને થોડીક સાડીઓ લઇ રાખું.

વીરજી—(વીલ્લુને) તું કંઇ પુછ પરછતો કર, કે એ સખી વજુદ શેઠ ગરીબો તરફ ધિક્કાર બતાવનાર એકદમ દુલ્લા કેમ બની ગયા ? તેની તપાસ તો કર.

વીલ્લુ—જ્યાં રૂપીયાની વાત આવી ત્યાં મુઓ બારીક તપાસ શાની

કરવા બેસે? (ફીરોઝને) બા તે હજાર રૂપીયા મનેજ આપજે માટીડામાં રૂપીઆ વાપરવાની આવડ નથી.

ફીરોઝ—મોટી ખુશી સાથે.

વીરજી—(મોઢાના ચાળા કરી) શું મોટી ખુશી સાથે?

ફીરોઝ—ભાઇ જોઇએ તો તું લેજે.

વીલ્લુ—(મોઢાંના ચાળા કરી) શું તું લેજે, એ કંઇ બનશે નહી.

ફીરોઝ—નખોદ ગીયાંઓ તમે કહેવા શું માગોછ? (વીરજીને) બસ મને જવાબ આપ, તારાથી કામ થશે કે નહી?

વીરજી—નહી બનશે, નહી બનશે.

વીલ્લુ—(વીરજીને) અરે પણ એવું તે શું કામ છે તે તારા જેવા ઝાટલીમેનથી નહી બનશે.

વીરજી—(પુકાર મારી) અરે એતો ખુન કરી ખોટી સાક્ષી પુરવા કહે છે.

વીલ્લુ—ઓ બાપજી આવો! એ મુઓ જો બહેસ્તના તોલાના કામ કરવા નીકળ્યો તે! (ફીરોઝને) જોરે મુઆ નસાબંદા, હમે ગમે એવા ગરીબ હોઇશું પણ આવું કરપીણ કામ કદી નહી કરીશું.

વીરજી—(વિલ્લુના પીઠ પર હાથ ફેરવી) સાબાસ મારી ભોળી વીલ્લુ.

વીલ્લુ—ઓ હારે મારા ભલા બીલ્લુ, લ્યાનત પડજો અધમ પાપીઓ ઉપર

વીરજી—ફીટકાર પડજો એવા બ જરથોસ્તી ઉપર, મારી વ્હાલી તું ગમે એવી અભણ છે પણ એક ઓરત તરીકેનું તારૂ જીગર કેવું નીખાલેશ પવિત્ર છે, તે તેં પુરવાર કરી આપ્યું છે.

વિલ્લુ—(ફીરોઝને) નીકળ મુઆ ઓવારી નાખું તને મારા ઘરબાર પરથી (ધસી જઇ ફીરોઝની પીઠ ઉપર સપાટ મારે છે.)

ફીરોઝ—મુઇ તું પીઠ પર મારીને શું હીંમત બતાવે છે, મોઢા પર મારતે તો તને બરાબર સવાદ ચખાડતે.

(એટલું કહી ફીરોઝ મુછ પર તાવ દેતો ચાલી જાય છે.)

(પડદો પડે છે.)

---

## ફીરોઝના ઘરનો દેખાવ.

હીરજી—એ મારો હેઠ હું ડહોરાં ડોહવતો ફરેછ તેની કંઇ સમજણ પડતી નથી, પેરીન બાનુએ બહુ છેડેલો લાગે, અરે ખુદા હું એવું ઇચ્છું છ કે જેમ મારી બાઇ પોતાનો દુમાખ છોડી દઇ દયાળુ બની ગઇ, તેમ મારો હેઠબી બની જાય. (યજદેજર્દ દુઃખી ચહેરે દાખલ થાય છે)

યજદેજર્દ—(કાલાવાલા કરી) હીરજી બા, એક વખત મારી દીકરીને નહી મેળવી આપો ?

હીરજી—તમારો કકળાટ જોઇ મારૂં જીગર ચુંથઈ જાય છે. અરે તે નીરદોસ પોરીને તો અંધ્ધાર ઓરડામાં રાખી મેલી છે, અને તમોને જો હેઠે જોયા તો દોલાની માફક આવી કરઢીજ ખાહે, તમે મારૂં માનો તો ચાલી જાવો.

યજદેજર્દ (નીરાસ બની) અફસોસ, હું મારી વ્હાલી બેટીને મળી જરા રતી શાંતી પામતો હતો, શું તેટલાથીબી મને બાકાત કીધો ? નહી નહી ધીરજની બી હદ હોય છે હું હવે કોર્ટનો આસરો લઇ મારી બેટીનો છુટકો કરીશ.

હીરજી—અરે બેઠી રહો રે, કોરટ સઉ તંવગરોની છે. તમારો ક્યાં પતો લાગહે ? ખુદાય ખુદાય કરો હેઠ હું તો એટલું જાણું કે એક લુટારૂથી લુટાયલો ભલો, પણ વકીલથી વેતરાયલો બુરો.

યજદેજર્દ—હીરજી બા ગરીબ પર મેહેરબાની કરી એક વખત તમારા શેઠ પાસે લઇ જાઓ, હું પગે લાગશ, માફ માગશ, પણ મારી દીકરીને એક વાર મલશ.

હીરજી—હું તો લઇ જાઉં, મને કંઇ વાંધો નીમળે, પણ તમે અમથા હાડમાર થહો.

યજદેજર્દ—ફીકર નહી જે મારા તકદીરમાં હશે તે થશે.

હીરજી—(નાચારીથી) ચલો ત્યારે.

(પડદો હટે છે. હીરજી જાય છે, તેની પાછલ યજદેજર્દ જાય છે.)

---

## ફીરોઝના ઘરનો દેખાવ બીજો.

પડદો ઉંચકાય છે. ફીરોઝ અને તેનો દોસ્ત દીનો ડમોરી વકીલ કંઇ મસલત ચલાવતા જણાય છે, ટેબલ પર વીસ્કીની બાટલી ને ગલાસ દીસે છે.

ફીરોઝ—(વીસ્કી સીપ કરતાં) પેલા વીરજીની બઇરીએ પણ મને કડક આપી કાઢી મેલ્યો.

ડીનો ડમોરી—લેઓ મીયાં માદાં ને તંગડી ઉપર, એ વીરજી કેવો બેવકુફ ? સુરાની કાતરી જેવા એક હજાર રૂપીઆ જતા કીધા .

ફીરોઝ—જતા કીધા, એટલુંજ નહિ પણ પેલી વીલ્લુ વીન્છણે સપાટથી મારા બરડાની ધુલ પખોડી કાઢી તે જુદી.

દીનો—તું ગભરાય છે શું કામ? આપણી પાસે બધો મસાલો તૈયાર છે, તું હવે પેલાઓને કોઈ બહાને બોલાવી મંગાવ (યઝદેજર્દ દાખલ થઇ ફીરોઝને સલામ કરે છે.)

દીનો—(ફીરોઝના કાન પર પડી) લે તારા જોરાવર કીસમતે એ બિચારો મોતનાં ડાચાંમાં પોતાની મેલે આવી ઉભોય. હવે શહેરયારને પણ બોલાવી મંગાવ.

ફીરોઝ—(ધીમેથી) અત્યાર અગાઉનું તેડું મોકલ્યું છે. (યઝદેજર્દને ગુસ્સાથી) કેમરે અય જોગટા, દીકરીને પાટી ભણાવી મને સાઉ બનાવ્યો કે? અને વળી તારા ચરત ચલાવવા અહીં આવ્યો કે? કાલું કર તારૂં, બદમાસ લુચ્ચા.

યઝદેજર્દ—શું એક મુફલેસ આદમી એવા નાલાયક વિશેષણો સમજવા સરજાયલો છે? (હાથ ઉંચા કરી) અરે ખુદા! મારા સારા વખતમાં મેં તો કોઇને પણ બુરો સખુન કહ્યો નથી. ત્યારે પણ હું તો સૌની સાથે નમનતાઇથીજ ચાલ્યો હતો અને હાજતમંદોને દરેક વેલા મદદો કીધી છે. સાહેબ, તમે ગમે તે બોલો, પણ મારી દીકરીને મલવા દો.

ફીરોઝ—નહિ, હરગીઝ નહિ, તું માથું ફોડી મરશે તો પણ પેરીનની મુલાકાત કદી નહિ થશે.

દીનો—(આંખ્યોનો ઇસારો કરી ધીમેથી કહે છે) હવે ટુંકું કર નહી તો નાહકની બાજી બગાડશે.

યઝદેજર્દ—(કકલાટ કરતો) શું ઇનિશાનો પણ શયતાન જેવા નિર્દય રહે છે? ઓ ફીરોઝશાહ શેઠ, શું તમારા જવાલાં જેવાં જીગરમાં મારા બરફ જેવા કકલાટની જરા અસર થતી નથી?

દીનો—બેશક દોસ્ત ફીરોઝ તું ખરેજ ઘાતકી બને છે (યઝદેજર્દને) બેસો, યઝદેજર્દ બેસો, તમારી બેટીની મુલાકાત થશે, ધીરજ રાખો. એ તો એવન જરા ઉસ્કેરાટમાં તમારી સાથ ઘાતકી થયાછ. બાકી ઘણા દયાળુ છે. (યઝદેજર્દ ખુરસી ઉપર બેસે છે.)

ફીરોઝ—(નરમ બની) આ વકીલ સાહેબને દુવા માંગો, એવણે મારા આતશી ગુસ્સાને નરમ પાડયો છે.

દીનો—હવે તમે પેરીન બાનુને ત્યાંજ બોલાવો, કે એ બાપ બેટીની મુલાકાતથી બીચારાંઓનું કેટલું દુઃખ ઓછું થશે.

ફીરોઝ—(પઠાણને બોલાવે છે.) શેરમર્દ, શેરમર્દ, (પઠાન હાથમાં ડંડુકો લઇ દાખલ થાય છે.)

પઠાણ—આયા હુજુર.

દીનો—(યઝદેજર્દને મારવાનો હાથનો ઈસારો કરે છે) તુંમ જાવ પેરીન બાઇકુ લે કર આવ. (આગલ શેરમર્દને ખેંચી યઝદેજર્દને મારવા સમજાવે છે. યઝદેજર્દના મસ્તકમાં ડંડુકાનો મજબુત ફટકો મારે છે, યઝદેજર્દ એક જબરજસ્ત ચીચીયારી પાડી હેઠળ પડે છે, પઠાણ ડંડુકો ત્યાંજ નાંખી નાસી જાય છે. શેરયાર દાખલ થઈ ઓડયંસ તરફ જોઈ બોલે છે.)

શેરયાર આજે ખુદ શેઠે પોતેજ પગાર લેવા બોલાવ્યો છે, તે મારી મોટી અજાયબી છે. પણ ચાલો એ મસે વ્હાલી પેરીનની તો મુલાકાત થશે.

(આટલુ બોલી જવા ચાહે છે, એટલામાં હેઠળ પડેલા યજદેજર્દ પર નજર પડે છે.)

શેરયાર—(અતી અજાયબીથી) અરે આ કોણ? યજદેજર્દ? ઓ ખુદા ગજબ, ગજબ, (એટલામાં ફીરોઝે છુપાવી રાખેલો પોલીસ ઈન્સપેકટર આવી પુગે છે.)

ફીરોઝ—(શેરયારને બતાવી ઇન્સપેકટરને કહે છે.) પકડો એ બદમાસ ખુનીને, (ઇન્સપેકટર તુરતજ શેરયારના હાથમાં બેડી ઠોકે છે.)

શેરયાર—દગો, દગો, ઓ નાતરસ ચંડાળો જરા ખુદાથી તો ડરો? ઈનસ્પેકટર સાહેબ હું તદન નિર્દોષ છું, એ ચંડાળોએ એક બીચારા નિર્દોષનું ખૂન કરી મારા ઉપર આ ખોટું તહોમત રચ્યું છે.

ઈન્સપેકટર—કુચ્છ પરવા નહિ, જો કહેના હયસો કોર્ટમે કહદો.

શેરયાર—(ઝનુનથી) ફીકર નહિ ઓ જાલીમ જફાકારો, હયાં તમે કરતુક ચલાવશો હઝારો, પણ આખર દોજખના ગારમાં ઊંધા પડશો નાપેકારો.

ઈન્સપેકટર—(શેરયારને ધકકો મારી) ચલાવ યુ ગદ્દા, (ઈન્સપેકટર શેરયારને લઈ જાય છે. પછી બે માણુસો આવી યજદેજર્દને ઉંચકી જાય છે.)

ફીરોઝ—(મગન બની) હવેજ બરાબર મારા વેરની વસુલાત કરીશ, અને તે દુકતીને મારી બનાવી જુલમ ગુજારીશ.

દીનો—તું અમથો ફુલાઈ ના જા, જે કરવાનું છે, તે હવેજ બરાબર સાહચેતીથી કામ કરવાનું છે, કોઇ બારેગાંઠ પુરા બાહોશ બીલ્લુને પકડી શાક્ષીની જુબાની શીખવી તૈયાર કરવો પડશે.

(એ પછી બન્ને જણા ધીમી મસલત ચલાવે છે, એટલામાં શામ દાખલ થાય છે.)

શામ—(બાજુએ) સત્યાનાશ ગીયાઓ વળી કોઇની ગરદન મારવાનો મનસુબો કરતા દીસે છે, હું તો ખરો કે એ ખુદા ફીરોઝને ત્રણ લાકડે ચઢાવી દઉં, પણ અવ્વલ ધીરજ રાખી દોસ્તી કરૂં, પછી વેરની વસુલાત કરૂં.

(ફીરોઝની નજર શામ ઉપર પડે છે)

ફીરોઝ—આ કોણ કંગાળ ? બાવા તમે કોણને પુછોચ ?

શામ—મારા નેકનામ દોસ્ત ફીરોઝ ફનીબંદાને.

(ફીરોઝ અને દીનો સાથેજ પુકારી ઉઠે છે.) હેં એ ? એ તે કેવી એ હેયઈ ?

શામ—જેવી તમારી નફટાઇ.

ફીરોઝ—(ગુસ્સાથી) હું તને પીછાનતો નથી. નીકળ લ્યાંથી બદકાર.

શામ—હું તને બરાબર પીછાનુ છું નાપેકાર, હું જાણું છું તમો બન્નેની કાતીલ કહાણી, નાહક લોખંડ પર ચઢાવો છો સોનાનું પાણી. તુમાખી તોર એ મારી આગળ નહિ ચાલશે, તુકારો એક મારો તમો ઉપર ફાવશે.

ફીરોઝ—હા, કંઇ અવાજ ધ્યાનમાં આવેછ ખરો.

શામ—હા, એમ સીધા રાહ પર આવી મરો.

દીનો—અય બીરાદર, ખુદા ખાતર ખુલાસો કર.

શામ—ત્યારે સમજ અય ચક્કર, અને સાત વર્ષની યાદ કર.

ફીરોઝ—(હરણ ફાડ બની) કોણ શામ ?

શામ—હા, હુંજ છું તારા મહોતનો પેગામ, નખોદ ગીઆ શું કામ બને છે એ કામ ? તારાજ માટે કેદખાનાના સંકરો સેહવ્યાછ તમામ.

દીનો—(ફીરોઝની પીઠ ઠોકી ખુશાલ બની) ત્યારે તો એજ કામ આવશે નેકનામ.

ફીરોઝ—હા, એજ મારો ભલો દોસ્ત છે. શામ, (શામને) દોસ્ત શામ, મને માફ કરજે મેં તને બરાબર પીછાન્યો નહિ; તેથીજ હું લગાર કરડો બન્યો, હવે તને જન્મ સુધીનો સુખી કરશ. મારા પ્યારા ભાઈ તરીકેજ ગણુશ.

દીનો—(શામના હાથ પર હાથ ઠોકી) દોસ્ત તું અયન વખતે આવી પુગ્યો તે સારૂંજ થયું, જેની તને ટુંકમાં સમજાવી લઉં. થોડીવાર ઘુસઘુસ વાત કરે છે, પછી ફીરોઝને કહે છે) ફીરોઝ હમણાંજ તું એને મોટી રકમની એક નોટ આપ, પછી શું કરવું છે તે હું સમજાવીશ. (ફીરોઝ તુરતજ એક સોની નોટ આપે છે તે શામ પોતાના ખીસામાં મેલે છે પછી મોઢું ફેરવી બોલે છે.)

શામ—(બાજુએ) એ લુચ્ચા વકીલને હું ક્યાં નથી ઓલખતો ? એ સોકોની સુંદી મારા હાથમાંજ છે.

દીનો—(શામને) ત્યારે જાણે તું એમ સમજી લે કે ફીરોઝ જડજ છે, અને હું સરકારી વકીલ છું, હવે તને હું જડજની સામે સવાલ કરૂં છું. કે તમે પઝદેજર્દના ખુન માટે શું જાણો છો તે તમામ કેફયત જણાવો.

શામ—જુઓ મારા કલેજાંફરોશ વકીલ સાહેબ, તમારે મને જે કંઈ સમજાવવું હોય તે ડાયરીમાં લખી આપો, તે વાંચી મોઢે કરી હું બરાબર જુબાની આપશ.

ફીરોઝ—હા, બરાબર છે, એજ બહેતર છે, વળી એમ સમજાવતાં એ કંઇ ઘોટાળો કરી તરાપો ડુબાવશે.

દીનો—હવે કોર્ટનો પણ વખત થવા આવ્યો છે, (શામને) ત્યારે તું મને ઓફીસમાં મળજે હું તને બધું વીગતે લખી આપશ, ચાલો સાહેબજી.

(દીનો ચાલી જાય છે)

ફીરોઝ—અરે દીના (કંઇ પુછવાનું હોવાથી ફીરોઝ દીના પાછળ જાય છે, તે પાછળ શામ જાય છે.)

**બીજો અંક સમાપ્ત.**



## ત્રીજો અંક શરૂ.

[પડદો પડે છે, કેદખાનાનો દેખાવ, શેરયાર પોતાના કીસમત માટે અફસોસ કરતો જણાય છે.]

(જ્યારે અકલ પર-એ રાહ)

શેરયાર—

અરે નાહક ફસ્યો છું હું ભાઇ આ જંજીરમા જકડાઇરે,
ફનીબંદાના ફંદામાં આખરે ગયો ફસાઈ રે—અરે.
પાપી પડશે પાપમાં હેતુ ભલે હરખાય રે,
આ દુન્યામાં દગો કોઇનો સગો ન થાય રે—અરે.
શરમ ગણે સજજનો સદા કરવા ખોટા કામરે,
ડગે લેશ ન તે જો ભલે મળે હજાર ઘણું દામરે—અરે.
સદગુણથી આ સંસારમાં શોભે છે નીત ઇનશાનરે,
જેમ ઝવાહીર ઝળકે સુવર્ણમાં તેમ જાણરે—અરે.

અફસોસ! આ જુઠી દુન્યામાં જ્યારે નીરદોશ થાય છે બદનામ, ત્યારે ખરા પાપીઓ પામે છે સુખ અને આરામ. આવા ઇનશાફથી શું ધરતી ધ્રુજતી નથી? શું એવા પાપીઓને મરકી નડતી નથી? (કપાળ પર હાથ મારી) અફસોસ, બધાંઓ મનેજ ખરો ખુની માને છે, અરેરે વ્હાલી પેરીન મારા માટે શું ધારતી હશે?

[શેરયાર દીવાના મીસાલ ચેનચાળા કરી બબડે છે. પેરીન નીચુ જોતી ગંભીર અદાથી દાખલ થાય છે.]

શેરયાર—ફાંસી, ખુન, પકડો મારો.

પેરીન—વ્હાલા શહેરયાર.

શેરયાર—કોણ? વ્હાલી દીલદાર, શું તું પણ મને ખુની ધારી ધીક્કાર નાંખવા આવી છે?

પેરીન—ધીર ધર, વ્હાલા ધીર ધર, જેઓ તને ખુની ધારે છે તેઓજ કરપીણ ખુનો છે, તું વ્હાલો મારા જેટલોજ નીર્દોશ છે.

શેરયાર—(બે હાથ જોડી ઉંચે નજર કરી) આહ, શુક્ર તે દાવરો દાદારના કે મને નીર્દોષ માનનારો એક વ્હાલો જીવ આ દુન્યામાં હસ્તી ધરાવે છે, વ્હાલી પેરીન તું આં કેમ આવી!

પેરીન—અરે હું તો હીરજીભાઇની મદદે મહા મુશીબતે નહાસી છુટી,

તારા આ જેલખાનાને તો, સો સો ભલાઈ છે, ત્યાં તો ખરૂંજ દોજખખાનું છે, પળેપળ ધ્રુજત હોરમતની ધાસ્તી, વખતો વખત પેલા મુજીની જુલમ ભારતી. બાપડી ગુલ પણ ભાઈના કરપીણુ કામો તામોશ કરી શકી નહી એટલે જલદીજ લગન કરી સાસરે જઈ પડી.

શેરયાર—હવે તું કયાં અને કોણુને આસરે જશે?

પેરીન—ખુદા સીવાય મને બીજો કોણુ આશરો આપનાર છે? વ્હાલા પીદરનો પણ છાંયો હતો તે ઉડી ગયો. (રડે છે)

દારોગો—ચલો બાઈ દેર મત લગાવ, જલદી જાવ.

શેરયાર—હા ભાઈ (પેરીનને) વ્હાલી હવે સીધાર.

પેરીન—હું કયાં જાઉ? (દુઃખી બની રડે છે)

શેરયાર—ધીરજ ધર વ્હાલી, આપણે એકદમ નીરાધાર બન્યા નથી તું મારા ભલા શેઠ સર સોહરાબને ત્યાં જા અને તેવણુને ખરી બીનાથી વાકેફ કરજે, તેવણુ તને જરૂર આસરો આપશે.

પેરીન—માફ કરજે વ્હાલા, તેં મારા ખાતર ઘણું દુઃખ ખમ્યું છે.

શેરયાર—અરે? એ તારા સખુનો મને જુદાઇનો ભાસ આપે છે, એક મારી વ્હાલીને ખાતર જે દુઃખો પડે તેને હું સુખ માની લઉ છું.

પેરીન—તે કીરતાર હજુઓ કેવી આફત લાવનાર છે તે તો તેજ જાણે.

શેરયાર—ફીકર ના કર, મારી વ્હાલી પેરીન તારે ખાતર જો હું શુલી પર ચઢસ તો ત્યાં પણુ સંતોષથીજ મરશ. નેક રાહ ઉપર ચાલી રાસ્તીમાં મરવા હું ડરતો નથી, હજાર આફતોમાં પણુ સચ્ચાઇ કર્મો તજતો નથી, એક સાચ્ચો જરથોસ્તી મહોત સાથે પણુ ખેલ ખેલી રાસ્તી રાહથી ફરતો નથી.

દારોગો—બાઇ દેર મત કરો, જાસે જલદી નીકલ જાવ.

પેરીન—હા ભાઈ હું જાઉં છું. (શેરીયારને) ખુદા કરેને તું વ્હાલો માન સાથ છુટકારો પામી જલદી મને મળે.

શેરીયાર—સીધાર વ્હાલી, ખુદા તારો નીગેહબાન થાઓ.

(પડદો પડે છે)

--------------

## સર સોરાબનું દીવાનખાનું.

[લેડી શહેરબાનુ અને સોહરાબ કાગળ પત્ર તપાસતાં દીસે છે. હાથમાંનું કાગળ બાજુ મેલી સર સોરાબ બોલે છે.]

સર સોરાબ—અફસોસ મારા શેરીયાર વિના મારા ધંધામાં કેટલી નુકશાની જણાય છે મને તેના વગર કશું સુઝ પડતું નથી.

લેડી શેરબાનુ—સુઝ પડે કયાંથી ? તમે તો શેરીયારના ભરૂસા ઉપર લાખો રૂપીયાનો વહેવાર છોડી દઇ ન્હાના બચ્ચાં માફક નચીંત ફર્યા કીધા તેજ હવે બધું એકદમ ભારી પડે છે.

સર સો.—વ્હાલી, શહેરના કામે ગોયા મને નચીંત ફરવાની ફરજજ પડી હું તેવા એક બાહોશ નરના પ્રમાણીક કામમાં માથું મારીજ કેમ શકું ?

લેડી સો.—અલબત હું કબુલ કરૂ છું કે વફાદાર શેરીયારે આવા જોખમ ભર્યા બહોળા કામમાં એક અરધીની પણ ગડમથલ કીધી નથી. ઉલટો આવકમાં ડબલ વધારો કરી દીવાની જોત જેવો ચોખ્ખો હીસાબ રાખ્યો છે, પરંતુ તમારે એકદમ બેદરકાર ન બનતાં તેને મદદ રૂપ થઈ સાથે મળી કામ ઉપાડવું હતું.

[ફીરોઝ દાખલ થાય છે લેડી શહેરબાનુ તેના તરફ તુચ્છકારથી જોઈ એક પણ બોલ બોલ્યા વિના ચાલી જાય છે.]

ફીરોઝ—સાહેબજી સર સોરાબ.

સર સો.—(અભાવથી) કેમ આજે તમારે હીં આવવું થયું ?

ફીરોઝ—તમને એક બાબતની ચેતવણી આપવા આવ્યો છું સાહેબ, તમે એક ખરા ખુની શેરીયારના બચાવમાં બાહેર પડયાછો એ ઠીક નહી, એક ખુનીને મદદ કરી બચાવવો એ નીર્દોષનું ખુન કરવા બરાબર છે.

સર-સો.—(થથરાવનારા અવાજે) નહીંજી, એમ કહો કે એક નિર્દોષને મદદ કરવી એ ખુનીને ફાંસી દેવા બરોબર છે.

ફીરોઝ—હું જાણું છું કે તમને મારી બાબદમાં પેલી દુકતી પેરીને સાચ્ચું જુઠું સમજાવ્યું હશે એ બીલકુલ રદબાતલ દુકતી છે.

સર-સો.—ખબરદાર તારી કાતીલ જુબાન સંભાલ, એ નેક ખસલત છોકરી એક વંઠેલ રતબાતલ પુરૂષના પાપી પંજામાંથી છટકી મારી પનાહમાં આવી રહી છે, તો તેણી માટે એક પણ અપશબ્દ હું સાંખી નહી શકશ.

ફીરોઝ—તમે મારા જેવા માન પામેલા દવલતમંદનું અપમાન કરી તે ભિખારી છોકરીનું માન રાખો છો ?

સર-સો.—શટઅપ, એ છોકરી મારી છે, હવે જો એક પણ બોલ એના માટે બોલ્યો તો તારી જીભ ખેંચી કાઢશ, અરે ઓ આંધળાં અભીમાની, શા માટે બડાઈ મારે છે માનચાંદની, તારા કાળા ચહેરા પરથીજ જણાય છે ખાનદાની, એક નીચ આગળ બાપોની દવલત હોય તે શું કામની ?

ફીરોઝ—તમે ભમે એમ કહો પણ એ દુકતીનું કીસમત મારાં પંજામાં છે. (એટલામાં પેરીન આવે છે.)

પેરીન—ઓ સીતમગર તું તારાજ કીસમતની ફીકર કર જે તારા પાપી પંજામાથી છુટી કોર્ટના પવિત્ર પંજામાં જનાર છે.

ફીરોઝ—કોર્ટ—અરે કોર્ટ તવંગરોની છે નહી કે ભિખારીઓની.

સર-સો.—તો, ઓ, સરકસ શયતાન તું જાણે કે એ પાક અસમત બેટી પણ તવંગરનીજ છે.

ફીરોઝ—એમ છે ? વારૂ હું જોઈ લેવશ, આવી જાવો હવે જંગે મયદાનમાં, કોણને યારી મળે છે તે જોઇશું અદાલતે અયવાનમાં.

સર-સો.—તે પાકપરવર સાચ્ચાનેજ યારી આપે છે હરદમ. જુઠ્ઠાની ઝુટવે છે તે ધનદવલત ને ગરદન.

ફીરોઝ—(ગુસ્સાથી ઝનુની બની ગાય છે)

હવે આવાર છોડું ન યાર વાળુ એનુ બસ સત્યાનાશ,
રચાવી તાલ બીછાવી જાળ કરીશ એનો હું પુરો નાશ.—હવે.
બચ્ચા શેરીયાર, લુચ્ચા શેરીયાર હવે થશે તું પાયમાલ,
દુશ્મન થઇને કીનો લઇને કરીશ તેનો હું પુરોહાલ,
કીનાની આગ, સીનામાં રાખ, લડવાને થા તુ તૈયાર;
પેરીન એવી છે તે કેવી ? જોઇ લઇશ હુ તે નાર—હવે.

(ગાયન ગાઈ ગુસ્સામાં ચાલી જાય છે.)

સર-સોહરાબ—એ ઝખ મારે છ (પેરીનને) ચાલ દીકરી સાંચને કદી ન આવે આંચ. (શાં પડદો પડે છે, ૧૦ મીનીટનો વીસામો.)



## કોર્ટનો દેખાવ.

[એક ઉંચા આસન ઉપર નામદાર જજ બીરાજેલા દીસે છે દીનો ડમોરી વકીલ તથા આરોપી તરફનો વકીલ તથા સર સોરાબ, પેરીન, ફીરોઝ વગેરે દીસે છે, એક તરફ પટાવાળો ચપરાસી ઉભેલો દીસે છે, બંધવો શેરીયાર પણ પીંજરામાં ઉભેલો દીસે છે, બન્ને તરફની જુબાની પુરી થઇ ચુકી છે જડજ છેવટનું જજમેન્ટ સમજાવે છે.]

જડજ—બંધવા શેરયાર, તમામ સાક્ષી પુરાવાઓ ઉપરથી સાબેત થઇ ચુક્યું છે કે તું ખરો ખુની છે, અને જુરરોએ પણ એકમતે જાહેર કીધું છે કે બંધવોજ ખરો ગુન્હેગાર છે ત્યારે હવે કાયદા મુજબ આવતી કાલે બામદાદે તને ફાંસીની સજા મુકરર કરવામાં આવી છે.

[આ વખતે આખી કોર્ટ ફીરોઝ અને દીનાડમોરી વકીલ સિવાય સર્વ દુઃખી બની ગંભીરતાઇથી શેરીયાર તરફ જુએ છે.]

છતાં હું ઇચ્છું છું કે આટલા ટુંક વખતમાં પણ તું જો ખરો ખુની ન હોય તો તે પાક ખુદાવીન્દ તને કરતદમીરે બચાવી લે, મને તારા ચહેરા ઉપરથી તું ખરોજ નિર્દોષ લાગે છે.

શેરીયાર—એટલા માટે હું તે પાક અહુરમઝદનો શુક્ર અદા કરી તમો નામદારનો ઉપકાર માનું છું.

જડજ—હવે તારી છેલ્લી ખાહેશ શું છે તે જણાવ.

શેરીયાર—જો તમે નામદાર બહાલી આપો તો મી. ફનીબંદાને થોડા સવાલ પુછી શકું?–

દીનો—(ગભરાટથી વચ્ચે બોલી ઉઠે છે) હવે શું પુછવાનું બાકી છે! નાહક કોર્ટનો વખત બરબાદ કરવો એ વાજબી નથી. તમારા કાઉનસલે મારા વિદ્વાન મીત્રએ બારીક પુછપરછ કરી લીધી છે.

જડજ—તો પણ.

[એટલામાં શેરમર્દ પડાણ એકદમ જડજના આસન આગળ ધસી આવી જડજને નમન કરી જણાવે છે.]

શેરમર્દ—સરકાર ખરો ખુની તો હું છું, નાહક એક નીર્દોષ આદમી ફાંસીએ ચઢે એ જોઇ મારૂં પાપી દીલ મને ડંખી રહ્યું છે તેથીજ હું તમો નામદાર સમક્ષ દોડી આવ્યો છું.

ફીરોઝ—(બાજુએ) કમબખતી.

દીનો—(બાજુએ) સત્યાનાસી.

જડજ—એમ છે? ત્યારે બરાબર ખુલાસો કરી ઇનસાફને સરળ રસ્તો આપ.

શેરમર્દ—નામદાર ખરો ખુલાસો તો એજ છે કે મેં કમબખ્તના

ઘેરેલાએ પાંચ હજાર રૂપીયાની લાલચમાં લપટાઇને એક ખુંઝાર્મનર યજદે-જર્દ જેવા નીર્દોષનું દંડુકાના એક સખત ફટકાથી ખુન કીધું છે.

જડજ—તને લાલચ કોણે આપી?

શેરમર્દ—(ફીરોઝ તરફ આંગળી બતાવી) આ શેઠ ફર્નાબંદાએ.

ફીરોઝ—(ગભરાટથી) ઓ ખુદા!

શેરમર્દ—સાથે એવણના વકીલ દીના ડમોરીએ પણ સારો ભાગ ભજવ્યો છે, મારા ન્હાસી જવા પછી એ ફનીબંદા શેઠે પાપરી માફક પૈસો ખરચી બાપડા શેરીયારને ખુની ઠરાવ્યો છે, હવે મારી છેવટની અરજ એ છે કે હું શેહેનશાહના નીમેલા થએલા કાયદાને માન આપી સેતાબીથી ફાંસી જવા તૈયાર છું, તો નાહક વીલંબ કરી મને વધુ દુઃખી નહીં બનાવવાની હજુરને અર્જ છે. (દીનો ધ્રાસ્તીથી ખરો એકરાર કરવા ઉઠે છે તેને ફીરોઝ અટકાવી કહે છે.)

ફીરોઝ—જરા ધીરજ રાખની એટલો બધો વીરમાં સાનો પડે છે?

દીનો—(ગભરાટમાં) નહીં, દયા! દયા! (ફીરોઝ ફરી તેને બેસાડે છે.)

જડજ—હું શુક્રઆદા કરું છું તે પાક ખુદાવોન્દના કે તે અદલ ઇનસાફી આપે, એક નીર્દોષને ભયંકર કસોટી ઉપર કસી જઇ આખર નેકીનો બદલો ઘણી કીંમતી બક્ષેસમાં વ્યાજ સીકકે વાળી આપ્યો છે. શાબાસી ઘટે છે ખુની શેરમર્દને કે તેણે હીંમતથી એકરાર કબુલ કરી ઇનસાફને ઘણોજ સહેલો માર્ગ આપ્યો છે, મગર અફસોસ સાથે હું તેને ફાંસીની સજા ફરમાવું છું.

શામ--(એકદમ ધસી આવી) નામદાર હું આપને જણાવવાની રજા લઉ છું કે યજદેજર્દ હૈયાત છે.

જડજ સાથે સર્વ—(અજાયબીથી પુકારી ઉઠે છે.) હેં હૈયાત છે?

પેરીન—ઓ ખુદા હું શું સાંભળું છું? કેવી ખુશાલી? યઝદેજર્દ દાખલ થાય છે, પેરીન ખુશીથી ઉછળી તેવણને ભેટે છે અને ખુશાલીના આવેશમાં બેભાન બને છે, સર્વ જણા ચાંપતી સારવાર કરી હુશીયાર બનાવે છે.

યજદેજર્દ—(સર્વ સમક્ષ ખુલાસો કરે છે) મારા નામવર જડજ સાહેબ અને ગ્રહસ્થો, એ મુઝીઓના કરતુકનો ભોગ બની જ્યારે હું બેભાન હાલતમાં પડયો ત્યારે એઓએ તેમજ બીજાઓએ મને મુએલોજ ધાર્યો હતો, પણ ખુદાની બક્ષેસથી તે કાતીલ ફટકા ચોકસ નેસપર પડવાથી હું કલાકના કલાક બેભાન હાલતમાં રહ્યો હતો. જ્યારે હું સુદ્ધીમાં આવ્યો

ત્યારે આ ભલા ગ્રહસ્થ શામને ત્યાં મેં મને બીછાને પડેલો જોયો. એને લગતો હેવાલ મી. શામ વીગતે કહેશે.

શામ—(જડજને નમન કરી) નામદાર જડજ અને ગ્રહસ્થો, જ્યારે યજદેજર્દને જુરી હાઉસમાં લઇ જવામાં આવ્યા ત્યારે છેવટની મરણક્રીયા કરવાનું વીગેરે ઘટતો બંદોબસ્ત રાખવાનું કામ ફીરોઝે મને સોંપ્યું હતું. જુરીની તપાસ પુરી કરતાં શેરીયારને એકમતે ખુની જાહેર કરવામાં આવ્યો, ત્યારબાદ જુરી હાઉસમાંથી સર્વ વિદાય થયા તે વખત રાત્રીનો હતો. ત્યાંની રોશન બતીના ઉજાશમાં મેં એક ચમતકાર દીઠો યાને યજદેજર્દના બંન્ને હોટ હાલતાં દીઠાં. અવ્વલ તો હું ગભરાટમાં પડયો પછી મેં ધીરજ રાખી યજદેજર્દને મારા ઘરમાં લઇ જઇ કોઇને માલુમ નહી પડે તેમ સારવાર કરવાનો કસદ કીધો. મને ખોટી સાક્ષી પુરવા માટે ફીરોઝ તરફથી જે પૈસા મલ્યા હતા, તે તમામ પૈસા યજદેજર્દની તાબીબી સારવાર પાછળ ખરચ કીધા. ડાકટરે મને સલાહ આપી હતી કે પંદર દિવસ સુધી યજદેજર્દને બીછાને રાખીનેજ સારવાર કરવી, ભલા ડોકટર આગળ મેં સર્વ ખુલાસો જાહેર કર્યો હતો. તેવણુનીજ મહેરબાનીથી એ નર્સ રાખવામાં આવી હતી.

જડજ—તમે અત્યાર સુધી આ વાત જાહેર કેમ નહી કીધી ?

શામ—તે માટે ભલા ડાકટરની અને યજદેજર્દની મને સખત મનાઇ હતી.

યજદેજર્દ—હા નામદાર, હું એમ ડરતો હતો કે ફીરોઝ મને સલામત જોઇ, વળી એના પૈસાના બળથી કંઇ નવું તરકટ ઉભું કરી આફતમાં નાંખે એટલા માટે મેં ધીરજ રાખી આજના દીનની રાહ જોઇ હતી.

શામ—નામદાર મને આ લુચ્ચા વકીલે પોતાના હાથઅક્ષરથી ખોટી સાક્ષી પુરવા માટે આ ડાયરીમાં સઘળી નોંધ કરી આપી છે તે હું તમો નામદારને સપુર્દ કરૂં છું. (હયાં શામ ડાયરી આપે છે.)

જડજ—મીo શામ, તમારા પરમાર્થીક જુસ્સા માટે તમને સાબાસી ઘટે છે, હું શેરીયારને મોટા માન સહીત છુટો કરૂં છું. યઝદેજર્દ અને પેરીન બાનુએ ધીરજે ખમેલા દુઃખો માટે ધન્યવાદ આપું છું, શેરમર્દના સાચ્ચા એકરારથી કોર્ટનું કામ ઘણુંજ સેહેલ બન્યું છે, તે માટે એને પણ ગુનાહમાંથી મુક્ત કરૂં છું, અને ફનીરોઝ તેમજ તેવણના લુચ્ચા સાથીને પોલીસના તાબામાં સોપું છું. એઓનો આવતી કાલે છેવટનો ચુકાદો આપવામાં આવશે. (કોર્ટ બરખાસ્ત—પડદો પડે છે)

(પોલીસો ફીરોઝને તેમજ દીનાને પકડે છે.)

---

## ગુરૂજી જગન્નાથનું ઝુપડું.

[ગુરૂજી જગનનાથ ગળાંમાં ફુલોના હારદાઓ પહેરી, બે હાથ જોડી, પાટલા ઉપર બેઠેલા દીસે છે. પાસે એક થાળીમાં પંચ પાત્રી ચંગ, કંકુ, નારીએળ, ફુલ, ચોખા વીગેરે દીસે છે.
ગુરૂજી અદ્ધર અદ્ધર મંત્ર બબડી જાય છે.]

જગનનાથ—મંત્ર ભણે છેઃ—

ફુંદમ ફીતુરમ તાલ તલાવટ મહા,
ઢંગમ ધુતમ રંગ બદલામ નમાંહા;
તંગમ દ્રસ્તમ ઠગમ ખીસા ભરત વમવાહા,
ચાત્રમ ચલતમ મજાહ પડતમ આહા,
માફ કરજે ભગવાન ઓ દિનાનાથ દયાળ,
શીવ! શીવ! શીવ શંભો ઓઓ.

(હાથ જોડી એકદમ સમાધીમાં બેસે છે.)

[પછી ચંપક દાખલ થાય છે અને મહારાજને સમાધીમાં જોઇ અજબ બની બોલે છે.]

ચંપક—(બાજુમાં) ગુરૂજી તો સમાધીમાં બેઠેલા દીસે છે, સો સુઆ બાકે બીલ્લી હજકો ચલી. [ચંપક બે હાથ જોડી ગુરૂજીને નમન કરે છે.] ગુરૂજી નમન કરૂં છું. [જગન જાગ્રત બને છે.]

જગન—કોણ બેટા ચંપક જીવતો રહે બેટા.

ચંપક—મહારાજ કયાં સુધી?

જગન—જોઇ મહીના સુધી.

ચંપક—મહારાજ હવે અનેરૂં થાય છે.

જગન—બેટા એમાં મારો શું કસુર છે, મેં અત્યાર આગમચનું સાભળ્યું હતું કે આ ગામની મુર્ખ સ્ત્રીઓ ખુદ પોતાના ધર્મ તરફ બેદરકાર રહી, પારકા ધરમ પર મદાન રાખીને વહેમમાં આંધળી બની ધુતારાઓના ઘર ભરે છે, તે મારા છ માસના અનુભવ પરથી મેં જોઇ લીધું છે. જ્યારે તેઓ પોતેજ જગન મહારાજનું ઘર શોધતી આવે છે ત્યારે આપણે શું કામ આવી સુંદર તક ગુમાવ્યે? ઇશ્વર કૃપાથી ઠીક ગાડું ગબડી રહ્યું છે.

ચંપક—ગુરૂજી હવે આપણા દી બરાબ ગયલા દીસે છે, કારણ લોભ

એ પાપનું મુળ છે, આજે બજાર મહી વાતો ઉડી રહી છે કે ધુતારા જગનને મેથીપાક જમાડી તેના લંગડા ચેલાને લુલો બનાવી ગામમાંથી કાઢી મુકવા.

જગત—મારા વહાલા શિષ્ય, આ વાત કંઈ નવી નથી, જે ગામમાં જઇએ ત્યાં એવી વકી રાખીનેજ આપણે આપણું કામ આરંભ્યે છીએ ડાહીમાનો દિકરો કદી દુઃખમાં પડે એમ સાંભળ્યું છે?

ચંપક—ના નહી, આપણે તો આગમજથીજ વાળી વીટાળી બંધુએ દેશ મોકલ્યું છે. પણ આપણા હાડકાં પાસરા આપણે મોકલ્યાં નથી એનો રખેને ખુરદો થાય.

જગન—શા માટે ધ્રુજરો બને છે, એકાદ બે લાત મુકાનાં આપણને ક્યાં પરવા છે? હવે આપણે છ પાંચ ગણવાની તૈયારીમાંજ છીએ. તો જતી વેળાએ ભમાયેલી બાઇઓને સાચો મંત્ર શીખવી જઇશું. કે વળી કોઇ બીજા ધુતારાના હાથે ફસે નહી.

ચંપક—વાહ ગુરૂજી, ત્યારે તો આપણા અસંખ્ય પાપમાં એક પુન્ય ભગવાનને ત્યાં લખાશે.

જગન—હંઅ સંભાલ, પેલી અક્કલની અધુરીઓ આવે છે. બચ્ચા રામનામ જપવા મંડી જા.

[બન્ને જણા રામ નામ જપવા મંડી જાય છે. વિલ્લુ અને પીલી દાખલ થાય છે, પીલી અને વિલ્લુ બન્ને જણા ફુલના હારડા પહેરાવે છે, પછી મહારાજને પગે પડે છે.]

પીલી ને વીલ્લુ—(હાથ જોડી) મહારાજ હમે નમન કર્યે છીએ.

જગન—(બન્ને હાથ સામા ધરી) પુત્રીઓ તમારૂં કલ્યાણ થાઓ.

ચંપક—અને ગુરૂજી હવે તમે ઠાણા જાઓ!

વિલ્લુ—ગુરૂજી, હવે તો ખીસા ખાલી થયા જો.

જગન—પુત્રી શ્રદ્ધા રાખો અને સારૂં ફળ ચાખો, નારાજ શા માટે થાઓ છો?

પીલી—મહારાજ માફ કરો ચેલી નાદાન છે.

ચંપક—બીલકુલ અંજાણ છે (બાજુમાં) પાસે સંજાણ છે, ઉઠાંગરીનો અંજામ છે.

વિલ્લુ—તમે મને આશા આપી હતી પણ હજું સુધી મારો વર જોઇએ એવી તાબેદારી ઉઠાવતો નથી.

જગન—પુત્રી તારૂં યકીન ડામાડોળ છે.

ચંપક—અહીં પણ બધું પોલમપોલ છે.

જગન—જો સાબેત યકીન હોય તો તારો વર તો શું પણ વરનો બાપ પણ ગુલામ બની તારી સેવા ચાકરી કરે, ચાલ હવે તું ઇચ્છા રાખતી હોય તે પ્રમાણે તારા પતીને બનાવી દઉં, તું જો કહે તો બકરો બનાવી દઉં, કહે તો વાંદરો બનાવી દઉં.

ચંપક—ગુરૂજી, ઘુવડ બનાવી દો કે એ બાપડીના જનમનું દુઃખ ટળે અને એને સાત પાણીએ ધોએલું સ્વરાજ મળે.

વિલુ—મગરે મુવો લંગડો એ અમસી આઇ બાઇના સીના સેરવેછ તે, મને તો બસ તાબેદાર ગુલામ જેવા ભરથાર જોઇએ.

જગન—ઠીક ત્યારે જે કંઇ લાવી હોય તે અહીં મેલી દે અને મારા મંત્ર પર ધ્યાન આપ.

વિલું—(હાથ જોડી) વારૂં મહારાજ, (ખીસામાંથી પૈસા કાઢી જગનના પાટલાની નજદીક મેલે છે. તે ચંપક ઉઠાવી લઇ ઓટીમાં મારે છે.)

જગન—(હલક કાઢીને આંખો બંધ કરી મંત્ર ભણે છે.) મહાગુરૂ જગનનાથ જંપક, જેનો ચેલો ચંપક, વહેમીઓ કમબખ્ત, મહાવીર, લાપસીને ખીર, બડા ભેસાસુર, બડા બેવકુફ ગધેડાપુર, બોલોશ્રી અંબા માતાની જય, (બધાં અંબા માતાની જય પોકારે છે.)

ચંપક—(બાજુએ) હનુમાન હમારી ચેલીની ઇચ્છા પુર્ણ કરો. વર મરો કે કન્યા મરો, પણ જગનનાથનું પુરૂં કરો.

જગન—પુત્રી, ભગવાન તારૂ ભલું કરો.

પીલી—મહારાજ, મારા બુચાની હજુ તાપ ઉતરતીજ નથી, છેરોબી ધુપાવીને રોજ બાંધુછ. તમારૂં મંત્રેલું પાણી બી પાંઉછ, પણ માય મરે ઓઝયો જરા દમ નથી મારતો, દુશ્મન બધો ઝીમઇ ઝીમઇ જાય છે.

વિલુ—ઓ વાય પીલી તું તો છેકજ ભેજું ખોઇ બેઠીછ. ડોકટરનું કામ પણ મહારાજને સોંપી દુકતાને મારી નાંખવા બેઠીછ શું ?

જગન—પુત્રી તારી મોટી હીમાલ્યા જેવી ભુલ છે. બહારના ભુત ભમાડાની કસર હોયતો ડોકટરનો દાદો આવે તોપણ તેનાથી ન નીકળે. એ તો જેના કામ તેજ કરે. બીજો ગધેડો દરાખ ચરે, એતો ભુતનું જોર હોય તેટલે જરા રતી હેરાન કરેજ તો.

ચંપક—પછી ગુરૂજીના મંત્રના બળથી જન્મનું દુઃખ ટળી જાય અને છેવટે સવર્ગમાં સુખી થાય.

પીલી—વારૂં, બીજું તમોને તસ્દી આપું તે એ કે મારા કુવણુ સાસુનો ફલી આદર રોજે અદરાવાનો છે. તે જરા ચોખ્ખું મુરત જોઈ આપો મરૂં.

જગન—[રાગડો કાઢી] કુવણુ સાસુનો ફલમ, આદર રોજે અદરાવમ, ફલીની રાસ, એક ઉઠી સાંસ, લઈ મોટી આસ, ઉપર ગોઠવાય છે. [આંગળી ઉપર ગણતાં.] ધન મકરને કુંભ, વહુજી પાડસે બુમ, વ્રસચક કન્યાને તોલા, ફલી ભાઇતો છે પોલા, મીન મેસને વરખ, અદરાવાનો બહુ હરખ.

પીલી—છોકરી મંગલની છે કે ચોખ્ખી ?

ચંપક—મંગળની હોય તોયે ગુરૂજી મંત્રના બળથી ચોખ્ખી બનાવી દેશે, જપ કરવા થોડા રૂપીયા જોઇએ. [પીલી હાનું ડાકું ધુણાવે છે.]

જગન—ધન મક્કર, તનમક્કર, જોયું.

ચંપક—મક્કરમાં ને મક્કરમાં બધું ખોયું.

જગન—કરક સીંહને કન્યા.

ચંપક—[બાજુએ] જેવાને તેવા મળ્યા.

જગન—સોમ મંગળ ને બુધ.

ચંપક—[બાજુએ] ડાહયાં અને મૂર્ખ વચ્ચે યુદ્ધ.

જગન—ત્યારે હવે જુવોની રાજાના ઘરનો રવી, કેન્દ્રસ્થાનમાં રહી, જોશીના ખીસામાં બેસે, તો જોશીને ઘર લક્ષ્મી પેસે, મંગળ અને બુદ્ધ વચ્ચે યુદ્ધ જાગે છે. તો શુક્રવારે સવારે સવા સાત ઘડી સાઢા સાત પળે પોણા સાતે અદરાવો ભલે (બહારથી ગરબડ સમજાય છે, ગુરૂજી અને ચેલો ગભરાય છે.)

પીલી—વારૂરે મરૂં, તમે તો આંધળાની આંખ છેઓ.

વિસ્નુ મહારાજ હવે તમે જે હોય તે બરાબર કહો, મારો વર તાબેદાર થશે કે નહી ?

જગન—થશે થશે નહીતો ક્યાં જશે ? (બાજુમાં) બહુતો એજ કે જગન અહીંથી જલદી ખશે.

ચંપક—હા. નહીતો ઈજતની ધુળ થશે.

જગન—(વિઠ્ઠુને કાગળ આપી) લેઓ આ મંત્ર અને એટલી વાર વધું જપ્યા કરજો, (બહારથી અવાજ આવે છે પકડો મારો કાપો અને હડધુત કરી કાઢો.)

વિઠ્ઠુ—અરેરે એ સાની ધુમાધુમ છે.

ચંપક—આ તો ગુરૂજીના વરઘોડાની ધામધુમ છે.

જગન—પુત્રીઓ તમે તરત મારે માહેલી કોરે જાઓ. (વિઠ્ઠુ અને પીલી ગભરાટમાં અંદર જાય છે, બીજી તરફથી પારસી છોકરાઓ ઝનુનમાં એકદમ ધસી આવી જગન અને ચંપકને લાત મુકીના સરપાવ સાથે ધક્કો મારી બધેબધ દોડાવે છે, શેરીયાર દાખલ થાય છે.)

શેરીયાર—સબર કરો છોકરાઓ. (છોકરાઓ શેરીયારને નમન કરી એક તરફ ઉભા રહે છે,) કેમરે અય ઠગારા ધુતારા તેં કેટલીક ભોલી બાઇઓને ફસાવી પૈસા કઢાવ્યા છે, તારા જેવા ધુતારાએ બીજા ખરા વિદ્વાન જોશી મહારાજોને અપમાન કીધું છે.

જગન—હાડકાં પાસરાં કરતાં) શેઠજી ક્ષમા કરો, એમાં મારો ઝાઝો વાંક નથી, કેટલીક મૂર્ખ સ્ત્રીઓ ખુદ હમારા ઘરપર આવી હમને લાલચું બનાવે છે. [જગન પીલુને પૂછે છે] કેમ ખરૂં કે નહી ?

પીલુ—(નાખે રૂમાલ દાબી) અંહ દુર રહે, ખોટો બદ વાસ મારે છે.

જગન—[ દોલીને ] આ બાઇ એમ સમજે છે કે હું દર દીવાળી સીવાય નાહતોજ નથી.

દોલી—દુરથી વાત કર બધી હોજ ગળે છે

જગન—[જાંગુને] શું હોજ ગળે છે ?

જાંગુ—દુરથી વાત કર બધી થુંક ઉડે છે ?

શેરીયાર—(ઓડીઅન્સ તરફ જોઇ) હવે તમે દરીયાફ્ત કરો, કે આવા એક નજીસ ધુતારા પાસે આપણી નીર્મળી મઝહબવાળી જરથોસ્તી બાઇઓ શું લાભ મેળવતી હશે ?

જગન—શેઠજી ફરી એકવાર હાથ જોડી માફી માંગું છું. હવે હમને હમારા હાડકાં સલામત લઇ દેશ પર જવા દો, ભગવાન તમારૂં ભલું કરો.

શેરીયાર—ચાલો હવે તમે ખુદાના શુક્ર કરો કે એટલેથીજ વાત અટકી, બાકી આજે છોકરાઓના હાથમાંથી સલામત છટકી જવા મુશ્કેળ થઈ પડતે, હવે આ ઘડીએજ હ્યાંથી એકદમ ચાલી જાઓ, અને ફરી તમારા નેહરત કદમ આ ગામમાં લાવતા ના. અગર બીજી વખતે હ્યાં જોવામાં આવશે તો હાડકાની ખરાબી કરવા સાથે પોલીસના હવાલામાં સોંપવામાં આવશે.

[એ પછી ગુરૂ અને ચેલા નહાસી જાય છે પીલી અને વીહુ બરાતાં છુપાતાં આવી ચાલી જવા કરે છે.]

દોલી—ઉભા રહો કયાં જાઓ છો? ખુદાનો પાડ માનો કે તમારી ફજેતી થતી રહીજે અટકી છે, યાદ રાખજો, કે હવે ફરીથી તમોને કોઇ એવા જુદદીન કામમાં જોહશું, તો ઇજ્જતથી બેઇજ્જત કરી પારસી મોહલામાં ફેરવીશું કે જેથી બીજી બાઇઓને પણ અચ્છો ધડો મલે. [બાઇઓ શરમથી નીચુ જોતી ઉભી રહે છે.]

(દોલી ગાયન ગાય છે.)

બ્હેનો જરથોસ્તી મઝહબનું રાખો માન,
ભાઇઓ ફુતમ ધાતમ તમે છોડો તમામ—બ્હેનો.
ચીઠુ દોરાને તાવીજ માંદરયા
નાશ કરો એ પલીદી તમામ—બ્હેનો.
બ્રાહ્મણ સેવડા છે નરા ઠુતારા,
યાદ કરો તમે અવસ્તા કલામ—બ્હેનો.
સહુને પોતાના ધર્મનું અભીમાન,
હીંદુને ગીતા મુસલ્લીમને કુરાન—બ્હેનો.
જુદદીન વ્હેમમાં ફાંફાં મારીને,
આપણા ધર્મનું કરો છો અપમાન—બ્હેનો.

જાંગુ—હું એમ પુછું કે આપણી કીર્તીવંત કોમની આવી અનઘડ બાઇઓ એવા જુદદીન ખોટા વ્હેમમાં જેટલી યકીનદારીથી અટવાઇ મરે છે, તેટલીજ યકીનદારી આપણા પાક ધર્મ પર કાંય નહી રાખે?

પીલુ—અલબત્ત પુરત યકીનદારીથી આપણા ફરેસ્તાઓની આરાધના

કરે, દાદર અહુરમઝદ અને બહેરામ યઝદ અથવા અશો સરોશની માનતા લીએ, તો અલબત દીલની ખુશાલી સાથે મનની મુરાદ મેળવી શકે એમ છે.

દોલી—ભાઇઓ, એ ઝુતમ ધાતમની બાબતમાં જેમ આપણા પીતા સમાન લેખાતા, માનવંત સાહેબ રૂસ્તમ પી. જહાંગીરે જેમ વરસો આગમચ જે પગલાં લઇ કેટલેક અંશે આ ધતીંગ નાબુદ કરવા સમર્થવાન થયા હતા, તેમજ વરસો આગમચ મરહુમ જહાંગીર મરઝબાને પણ પોતાના જામે–જમશેદ જેવા મોટાં પેપરમાં આ બાબતની ચર્ચા ચલાવી ઘટતું કર્યું હતુ.

જાંગું—તેમજ હાલના પારસી પેપરવાલાઓએ પણ મજબુત હાથે કામ લઇ આ બદીનો નાશ કરવો ઘટે છે.

દોલી—ભાઇઓ, આપણા બુલંદ ધર્મની ખુબી કઇ ઓરજ છે. અસલ જ્યારે પારસીઓ જરથોસ્ત સાહેબના શિક્ષણો મુજબ ચાલતા હતા ત્યારે પારસી કોમમા એક પણ ભીખારી માલમ પડતો નહતો.

જાંગું—અને અસલના આદમીઓ એટલા તો પ્રમાણીક અને મહેનતુ હતાં કે કદીપણ કોઇ પાસે મદદ માગવાં જતાં ન હતાં.

શેરીયાર—ખુદા કરેને આપણી કોમમાંથી હવે આળસાઇ અને અપ્રમાણીકપણું દુર થાય.

પીલું—ત્યારેજ કોમની અસલ કીર્તી મેળવી શકાય.

શેરીયાર—દરેક માબાપોની ફરજ છે કે ન્હાના બચ્ચાંઓના મગજ પર જરથોસ્થી ધર્મની તરીકતો મજબુત રીતે ઠશાવે અને તેઓને પ્રમાણીક જીંદગીમાં ફીચરતાં શીખવે

દોલી—બેશક ત્યારેજ તેઓ અભ્યાસીપણું તજીને કુટુંબ ને કોમને તેમજ દેશને ઉપયોગી થઇ પડે.

(વીલ્લુ—પીલીને) બ્હેન ઉપકાર માન આ ભલા નર શેરીયારનો, કે જે ભાઇ તન મનના ભોગે પારસી કોમની કીર્તી જાળવવા માટે ભારે જોખમ ખેડી રહ્યા છે અને તમો જેવી ભોળી બહેનોને સ વખતે બચાવી લીધી છે.

શેરીયાર—(સર્વ છોકરાઓને) મારા ભલા ભાઇઓ ખરે ઉપકાર તો

તમારોજ માનવો ઘટે છે. તમોએ કોમની સેવા વખતો વખત સારી બજાવી છે. તમારા હીમ્મત ભર્યાં કામોએ મારા શેઠ સર સોરાબે સ્થાપેલા જરથોસ્તી તાલીમખાનાને ખરેજ જેબ આપી છે.

જાંગુ—સાહેબ હમારા ગોઠીઆ પીલુએ તે વખતે એકલે હાથે પથાણોની ટોળીને મહાત કરી પારસી કુટુંબનો જાન બચાવ્યો છે, એ પણ આપણીજ કાળજી ભરી કોશેપના પ્રતાપ છે.

દોલી—હા સાહેબ, એ ખરી વાત છે. હું નહી ધારતો કે તમારી કીમતી મદદ વીના હમો આટલા આગળ વધી શકયા હતે.

શેરીયાર—હું તો પાક ખુદાના હજારો હજાર શુક્ર કરૂં છું કે તમો ટુંક મુદતમાં અંગબલની કસરતો કરી મનને મકમ રાખી તનની ખીલવણી કરી આપણી નાનકડી કોમને તેમજ આપણા મઝહબને હરીફોના હુમલાથી બચાવતા રહ્યા છો.

પીલુ—બેશક બીજી ભાઇબંધ કોમો જોતાં આપણી કોમ વહુંમાં કાંકરા મીઠાળ છે, તે માટે દરેક જરથોસ્તી બચ્ચાએ કોમની અને મઝહબની બહેતરી માટે ફરજીયાત અંગબળની કસરતો કરી મનને મકમ રાખી તનને પીલતન બનાવવું ઘટે છે.

દોલી—એટલુંજ નહી પણ આપણી ભાઇબંધ કોમમાં પણ ભાઇચારો વધારી તેમને પણ મદદો કરી આપણું કમાંની ખમીર બતાવી આપવું ઘટે છે.

શેરીયાર—શાબાશ દોલી તું રાસ્ત બોલ્યો (વીલ્લુ અને પીલીને) હવે મારી ભોળી બહેનો માટે જે કહેવાનું છે તે એજ કે વહેમી વહેમ્બો છોડી દઇ આપણા પાક મઝહબ ઉપર ચુસ્ત એતેબાદ રાખી આપણી માથ વાણીના કલામો ભણતા રહો.

પીલુ—અને તંદોરસ્તી ભણતા સદગુણી શેરીયારનું નામ લેતા રહો.

વિલ્લુ—ઓ હારે મરૂં (શેરીયારને ઓવારણા લઇ) કોમની બ્હેન-પણીઓને રૂડે રસ્તે ઉતારતા પરથી મરૂં (પીલીને) બરતે ગઇ તેં મને જુઠું સાચુ સમજાવી આડે રસ્તે ઉતારો.

પીલું—માફ કર બ્હેન, હમણાજ આ ભલા બાઇઓના રૂડા બોધથી મારી સુદ્ધી ઠેકાણે આવી છે.

શેરીયાર—શાબાશ બ્હેનો મોડેથી પણ તમોએ તમારી ભુલ સુધારેલી જોઈ હું ઘણોજ ખુશી છું અને મેં ઉઠાવેલી જેહમતનો રૂડો બદલો મળેલો જોઇ તે પરવરને હજારો હજાર શુક્ર અદા કરૂં છું.

(વીરજી દાખલ થાય છે)

વીરજી—દોસ્ત શેરીયાર મને હમણાંજ ગોદરેજ તરફથી ખબર મળી કે તમો જગનાથનો ઝાડયો કાઢવા અત્રે આવ્યા છો. માટે હું પણ કંઇ મદદ કરી શકું એવા ખ્યાલથી દોડી આવ્યો.

શેરીયારઃ—ખુદાની બક્ષેસથી સઘળું પાર ઉતર્યું છે.

વિલ્લુ—(વીરજી આગળ દોડી જઇ) માફ કરો મારા વહાલા વીરજી (હાથ જોડી) મેં તમોને મુર્ખપણામાં ઘણા સતાવ્યા છે; તેથી હું પસેમાન થાઉં છું. મુઇ અભાગણીએ મેં એટલો વીચાર નહી કીધો કે નોકરી વીનાનો બેકાર ધણી ઘડી ઘડી પૈસા તે કયા ગુલામાંથી લાવે ?

વીરજી—વહાલી વીલ્લુ, તું મોડેથીબી તારી ભૂલ જોવા પામી છે તે જાણી હું ખુશી છું.

વિલ્લુ—તમે પેલા મુઆ નસા બંદાઓની કંઇ ખબર લાવ્યા કે ?

વીરજી—કોણ ?

વિલ્લુ—બીજા વળી કોણ છે ? પેલા ફીરોઝ ને તેનો સાથી ?

વીરજી—હા તે માટે ગોદરેજે મને હમણાંજ ખબર આપી કે ફીરોઝને સુળીની સજા થતાં વાર અફીણ ખાઇ આપઘાત કીધો, અને દીના દમોરીને આપઘાતનો કોશેષ કરતાં પકડી લીધો, અને તેના બીજા અસંખ્ય ગુન્હાઓ ધ્યાનમાં લઇ ૧૪ વર્ષની સખત કેદની સજા કીધી.

વિલુ—ચાલો ઠીક થયું, મુવા કોમને એબ લગાડનારા જલદીજ નાબુદ થએલા ભલા.

પીલી—અરે, વીલ્લુ પેલા મુવાએ કંઇ મંત્રનું કાગળ લખી આપ્યું હતું તે શેરીયારજીને આપની, મુઈ મને તો કંઇ સમજબી નથી પડતી.

[વિલ્લુ શેરીયારને કાગલ આપે છે,
શેરીયાર નીચે મુજબ વાંચે છે.]

શેરયાર—(કાગળ વાંચે છે) મારી ભમાએલી ભોળી બ્હેનો મેં તમને

ખોટા ઢોંગ કરી ખુહાર કીધી છે માટે મારી ફરજ વીચારી તમને છેલ્લી ચેતવણી ખાતર આ મંત્ર લખી આપું છું તેનુ બરાબર પાલન કરજો.

મંત્ર.

**જોહેર ખીરા થાસઆ જરપ મરધ રામાત,**
**જોરક ગયાત નોઓજીરૂગુ નેઅ જોરાહામ રાતાધુ.**

દોલી—દોસ્ત શહેરયાર આ કેઈ ભાષા છે, કંઈ સમજ પડતી નથી, બીરાદર જરા સમજાવશો ?

શહેરયાર—હું પોતે નથી સમજતો તે તમને શું સમજાઉં ?

વીરજી—અરે આ તો ઉંધી બોલી જેવી લાગે છે, જોઉં તો ખરો (શેરયારના હાથમાનું કાગળ લઇ વાંચે છે.)

**જોહેર ખીરા થાસઆ જરપ મરધ રામાત,**
**જોરક ગયાત નોઓજીરૂગુ નેઅ જોરાહામ રાતાધુ.**

વીરજી—હા બરાબર છે એ ધુતારો જતી વખતે સારી નસીહત કરી ગયો છે.

શહેરયાર—પણ શું છે તે વાંચો તો ખરા ?

વીરજી—જુવો એને ઉલટાવી વાંચ્યે તો એનો અર્થ એમ થાય કે તમારા ધરમ પરજ આસ્થ રાખી રહેજો. ધુતારા મહારાજો અને ગુરૂજીઓનો ત્યાગ કરજો. (પડદો પડે છે.)

---

### યઝદેઝર્દના બંગલાનો દેખાવ.

[યઝદેઝર્દનાં બંગલામાં શાદીની ધુમ મચી રહી છે. બાનુંઓ અને ગ્રહસ્થ સુદ્ધ સફેદ પોષાકમાં એમથી તેમ લટાર મારતાં વાતચીત કરતાં જણાય છે. યઝદેઝર્દ શામને ફુલ તોરો આપતાં શાબાશી આપે છે.]

યઝદેઝર્દ—દોસ્ત શામ, આજના મુબારક દને તને તારાં ભલાં કાંમો માટે ધન્યવાદ આપુ છું. શાબાશી ઘટે છે, તારા જેવા સપુતને, હું તે દાદારની દરમાહમાં દુવા ગુજારૂ છું, કે જરથોસ્તી કોમમાં તારા જેવા અનેક વીરલાઓ પેદા કરે.

શામ—નમીને મુરબ્બી સાહેબ, મેં મારી ફરજ સીવાય બીજું કશું કીધું નથી, જો ખરી સેવા બજાવી હોય તો તે આપણા સદગુણી શહેરયારેજ છે. કારણ કે આ પરમારથી નરનું નામ સમજી ડોકટરે એકી બોલે જહેમત ઉઠાવી તમારી ઘટતી સારવાર કીધી છે. સખી દીલ શહેરયારે એવા તો કામ ઉપયોગી કામો ઘણા કીધા છે.

શામ ગાયન ગાય છે.)

પુરૂષો પરગજુ હોય તે અમ્મર થઇને અંકાય,
દુઃખની દાઝ ધરે તે આ જગતમાં પંકાય—પુરૂષો.
જર જોબન ને જોશ પર ધરે ગર્વ તે ખોટો નર,
મુવા પછી મીઠું જ વળે કાયા ફોકટમાં કરમાય—પુરૂષો.
સર જમશેદ જેવો નર દીલે દુલ્લો ને દીલાવર,
જેની રોશની આ જગમાં આફતાબ સમ ફેલાય—પુરૂષો.
સો મરો પણ મરતો ના એક પાલનહાર,
જેથી હજારો ને લાખો પ્રાણીઓ પાલાઇ જાય—પુરૂષો.

ગોદરેજ—બેશક પૈસા ખરચનાર ખર્ચે છે પરંતુ તેનો રૂડો ઉપયોગ કરનારા ભલા શહેરયાર જેવા થોડાજ ઇસમો મળે છે.

ગુલ—એ નેકનામ બીરાદરે હમણા જરથોસ્તી નાવારસ બચ્ચાંઓ માટે એક ઓરફનેજ ખોલી ખરેજ પુન્યવતું કામ કીધું છે.

ગોદરેજ—વાહલી ગુલ, નાવારસ એટલે ફકત મા બાપ વનાનાજ બચ્ચાંઓ માટે નહિ પણ જે ગરીબ હૈયાત માબાપો પોતાના ફરજંદોને કેળવણી આપવાને અશક્ત હોય, તેવા બચ્ચાંઓને પણ દાખલ કરી પુરેપુરી સંગીન કેળવણી આપવાનું આ ભલા ભાઇએ વાજબી વિચાર્યું છે.

શહેરયાર—બાનુઓ અને અહસ્થો એ જે કાર્ય કીધું છે તે મારા માનવંત શેઠ સર સોરાબજીની બોલબાલા છે. એવણનીજ કારસાજીથી હું મારા કામોમાં ફત્તેહ મેલવ્યો જાઉં છું. જો એ પરદુઃખભંજન શેઠ નહિ હતે તો આજે કેટલાક પારસી કુટુંબોની શું દશા થતે તે હું કહી શકતો નથી. પહેલે મારોજ દાખલો લેઓની.

સર સોહરાબ—બીરાદર શહેરયાર, હું અતીશયોક્તી વિના કહીશ કે

તું જે આટલે દરજ્જે આગળ વધ્યો હોય તો તે માત્ર તારી નમનતાઇ અને દયાળુ સ્વાભાવથીજ વધ્યો છે.

ગુલ—સર સોરાબ, આજના શુભ દીવસે એક ખુશ વધાઇ આપું છું અને ઉમીદ રાખું છું કે ભાઈ શહેરયાર તે જરૂર કબુલ કરશે.

ગોદરેજ—(આગલી મુબારકબાદ આપતાં ગુલની મશ્કરી કરતાં) અરે ભાઇ શહેરયાર અરે તું તારે બીજે મારથી સીડી મંગાવી પાવલી એ આનીને સોંપ્યા કરાવ.

શહેરયાર—(હસીને) બીરાદર ગોદરેજ ખરૂં જવાહીર કદી છુપ્યું રહેતું નથી. એ સખી બહેને મુજ સેવક તરફ ભલાઇ બતાવી મને ઑરબી વધુ શરમમાં નાંખ્યો છે. એવણુની છુપી સખાવત માટે હું મગરૂરી લઇ જણાવું છું કે એવણુને ગરીબ બચ્ચાંઓ માટે કોઇપણ જાતનાં ઢોલ તાસા વગડાવ્યા વીના બીનશરતે મને એક લાખ રૂપીઆની ગંજાવર રકમ આપી છે. (સર્વની ખુશાલી વચ્ચે તાલીઓનો ગડગડાટ સંભળાય છે)

પેરીન—હવે ટુંકુ કરો અને બહેન ગુલ શું કહેવા માગે છે તે સમજો.

ગોદરેજ—હા ત્યારની વાત થઇ અંદર તો બાટલીના માથાં ભાંજી સલામતી પર સલામતી લઈ રહ્યાં છે. ચાલો હવે જલદી (ગુલને) બોલી દેની બાઈ તું શું કહેવાં માંગે છે.

ગુલ—(ગભરાતા અવાજે) મને મળેલી મારા મરહુમ ભાઈ ફીરોઝની તમામ દવલત શહેરયારનેજ અર્પણ કરી જણાવું છું કે પૈસો કયાં કામમાં અને કયા માર્ગે વાપરવો તે ભાઈ શહેરયાર સારી રીતે સમજે છે. તો હું તેમાં માથું મારી બીન સમજે કંટાલો આપશ નહિ.

શહેરયાર—ઉપકાર થયો બહેન, એ તમામ દવલત હું નાચાર જરથોસ્તીઓને મુફત રહેવા માટે સગવડ ભર્યાં મકાનો બંધાવી આપવા તેમજ તેઓની હરેક મુશ્કેલીઓમાં મદદ કરવાને અર્થેજ વાપરશ.

[સર્વ તરફની શાબસી તથા આફરીનનાં પોકારો પછી સર સોરાબ સર્વની ખુશાલી વચ્ચે પેરીન અને શહેરયારનો હાથ મેલવે છે.

સર સોરાબ—દુન્યામાં એવા નીખાલેશ પવીત્ર જોડાંઓ ઘણાંજ

થોડાં હશે. તેમાનું આ એક જોડું સાંધવા હું મને ખરો ભાગ્યશાળી સમજું છું. અને છેવટનો મારા હરખનો ઉભરો જાહેર કરૂં છું કે મારી કુલ દોલતના વારસ તરીકે શહેરયાર અને પેરીનનેજ મુકરર કરૂં છું. અને આ ભવીષ્યના સર સોહરાબ અને લેડી પેરીનને એવી દુવા ઇચ્છુંચ કે ઘણા સાલ જીવી ઘણું સુખ જુઓ.

ઘણા જણા—આમીન આમીન આમીન.

યઝદેઝર્દ—(હાથ જોડી ખુદાના શુક્ર કરે છે.)

સર્વ જણા ગાયન ગાય છે.

પધારી તમ આજે, ગરીબ નીવાજે મદદનો હાથ લંબાવી,
લઇને દાઝે :ઉત્તેજન કાજે, તમે આજે તકલીફ ઉઠાવી;
નેકીના સાજે ભલી દીન ગાજે હોરમજદ હંમેશા હરેમંદ
પર ફાવી—પધારી.

પરવર પાસે દુવા છે ખાસ જુગ જુગ જીવો દયા હમપર લાવી,
હવે સીધારી સલામ હમારી કરજો કબુલ હમ પર
મહેરબાની—પધારી.




☛ ચાલુ વાર્તા "પાટાલ પાણી," આ વાર્તા લાંબી હોવાથી છપાઇ નથી.

... પુસ્તકો:—
...ાની ચોપડી
... થઇ છે.




rinted by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY. 1

આવતી તા. ૧ લીએ બહાર પડશે.